॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ श्रीवल्लभ लीलामृतः ॥

अने

# ॥ श्रीगुरु माहात्म्यः ॥

લેખક અને પ્રકાશક:
શ્રી. ભગવાનદાસ ચુનીલાલ

। श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजन वल्लभाय नमः ॥

। ભૂમંડળાચાર્ય ચક્રચુડામણી જગત્ ગુરૂ
શ્રીમદ્વલ્લભાચાર્યજીનું

# ॥ श्रीवल्लभ लीलामृतः ॥

अने

# ॥ श्रीगुरु माहात्म्यः ॥

દોહરો.

નવ લક્ષ તારા પ્રગટીયા, ઉદા કોટિ હજાર;
તોતિમિર ભાગ્યાં નહિં, એક ગુરૂ વિણ ઘોર અંધાર
શ્રીવલ્લભ દિનકર ઉગતાં, તિમિરજ ટળીયાંય;
ખીલ્યાં કમળ કરમાયલાં, ભાગ્ય સૌનાં ફળીયાંય.

લેખક અને પ્રકાશક:-

સર્વ ભગવદીયોના દાસનો દાસ—દીનદાસ.

શા. ભગવાનદાસ ચુનીલાલ—નડીઆદ.

ન્યોછાવર કાચુ પુઠું રૂ. ૦-૮-૦ પાકું પુઠું રૂ. ૦-૧૦-૦

પ્રથમાવૃત્તિ

પ્રત ૨૦૦૦

असितगिरि समं स्यात्कज्जलंसिंधुपात्रे ।
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ॥
लिखतियदिगृहित्वाशारदा सर्वकालंम् ।
तदपितवगुणानामीशपारंन याति: ॥

અર્થ:—નિલગિરિ પર્વત જેટલી શાહી હોય, મહાસાગર જેવડો ખડીઓ હોય, સર્વ દેવતાઈ ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના પડ જેવડો કાગળ બનાવ્યો હોય, અને સર્વથી સરસમાં સરસ લખવાળાં શારદા સદાકાળ લખ્યા કરે, તો પણ હે નાથ! હે શ્રીમહાપ્રભુ! આપના ગુણોનો પાર આવે નહિં.

સંવત ૧૯૮૬ ના
મહા સુદ ૫ (વસંતપંચમી)
સને ૧૯૩૦

મુદ્રક—શાહ સોમાલાલ મંગળદાસ.
મુદ્રણાલય—ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ.
પાંચકુવા—અમદાવાદ.

॥ श्रीवल्लभः ॥

# પ્રસ્તાવના.

અખંડ ભૂમંડળાચાર્ય ચક્રચૂડામણી શ્રીમદ્વલ્લભાચાર્યજીનું જીવન ચરિત્ર તેમનાજ સુભગ વંશજો તેમજ તેમનાજ કૃપા પાત્ર માહાનુભાવી ભગવદીયો દ્વારા જુદી જુદી રીતે વિવિધ લીલાઓ અને તેમના ઐશ્વર્ય આદિ પ્રાક્રમોનાં વર્ણનથી ભરપુર એમ ઘણાઓએ શ્રીયદુનાથ વિજય, શ્રીવલ્લભદિગ્વિજય, શ્રીવલ્લભ ચરિત્ર, એ નામોના ગ્રંથોમાં, મુળ સંસ્કૃત, વ્રજ, અને પ્રાકૃત (ગુજરાતી) તેમજ ઇંગ્રેજી ભાષામાં (તેમના શુદ્ધા દ્વૈતના સિદ્ધાંત્તો વિષેના નિબંધ) લખેલા અને છપાઈ બહાર પડેલા છે, તેમાં ગુજરાતી ભાષા જાણનારને ઉપયોગી થઇ પડે તેવું ભગવદ્ ચર્ણાનુજ નિવાસી વૈષ્ણવ, લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખે શ્રીયદુનાથ વિજય, તથા શ્રીવલ્લભદિગ્વિજય વિગેરે ગ્રંથોનું અવલોકન કરી, વિદ્વાનોની સહાયતાથી ઘણીજ સારી શોધ ખોળ કરી માર્ગના સિદ્ધાન્તો અને રહસ્ય સાથે યોગ્ય વિવેચનથી પ્રગટ કરેલું છે. જે ગમે તેવો માર્ગનો અજાણ્યો હોય પરંતુ ધ્યાન આપી ભાવ સહિત વાંચે અને જો તે દૈવિજીવ હોય તો અવશ્ય પોતાના તન, મન, અને ધનથી, શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા-શિવાય રહેજ નહિં, એમ મારૂં માનવું છે, પરંતુ પરમ ભગવદીય, મહાનુભાવી, સુરદાસજીએ પોતના એક કિર્તનમાં કહ્યું છે કે,

કાગકુ કહા કપુર ચુગાવત, શ્વાન નવાવત ગંગ,
ખરકુ કાહા અરગજા લેપન, મર્કટ ભૂષણ અંગ;
તજમન હરિ વિમુખકો સંગ. (૨)
કહા ભયો પયપાન કરાવત, વિષ નહિંતજત ભુજંગ,
સુરદાસ પ્રભુ કારી કામર, ચઢતન દુજો રંગ. (૩)
તજ મન હરિ વિમુખકો સંગ.

આવી રીતે શ્રીમહાપ્રભુજીનું જીવનચરિત્ર તેમના સિદ્ધાંતો અને તેમના રહસ્યના ગ્રંથો તથા તેમના ઐશ્વર્ય યુક્ત ચમત્કારો ગ્રંથોની અંદર વાંચવા છતાં સત્સંગ મળવા છતાં માર્ગમાં પ્રવેશ અને ભાવ ઉત્પન્ન થઇ શકે નહિં. એવા પણ સુરદાસજીએ કહ્યા મુજબના (જેમ મગને પાણીમાં આખી રાત્રિ પલાળવા છતાં-અંદર ગાંગડુ રહી જાય છે તેવા) જીવો પણ હોય છે એટલે તેના વિશે વિશેષ લખવું જરૂર રહિત છે. પરંતુ દૈવિ જીવો માટે જ્યારે આમ વૈ. લ. પ્રા. વાળુ શ્રીવલ્લભ ચરિત્ર મોજુદ છે તો પછી આ ફરીથી લખવાનું પ્રયોજન શું ? એવો હરકોઇ-વક્તિને પ્રશ્ન ઉદભવે, એ સ્વાભાવિક છે, તેના સમાધાનમાં જણાવાનું કે, શ્રીવલ્લભ સંપ્રદાયના, વૈષ્ણવોની ભૂતળ-ઉપર એટલી બોહોળી સંખ્યા છે કે તેની બરાબર ગણત્રી-થઈ શકે એમ નથી. મોટાં શેહેરોમાં, તેમજ નાનાં નાનાં ગામડાઓમાં પણ આ સપ્રંદાયના વૈષ્ણવોની ઘણી વસ્તી છે. પરંતુ પુષ્ટિ ધર્મના સંસ્થાપક મુળ પુરૂષ શ્રીમહાપ્રભુ છે, પણ તેમનું સ્વરૂપ શું છે ? તેમનું મહાત્મ્ય તથા તેમનાં-પ્રાક્રમો શું છે ? તેમના સિદ્ધાન્તો તથા માર્ગનું રહસ્ય શું છે ? એ નહિં જાણતાં કેવળ વંશ પરંપરાથી રૂઢી મુજબ ગુરૂ પાસે ફક્ત અષ્ટાક્ષરનો મંત્ર લેઇ કંઠી બાંધી કેવળ-વૈષ્ણવ કહેવડાવવા વાળા તથા કોઈ કોઇ નાનાં ગામોમાં તો વર્ષોના વર્ષો સુધી એટલે ૨૫-૩૦ કે ૪૦ વર્ષો સુધી પણ પોતાના ગામમાં ગુરૂને પધરાવવાની સત્સંગના અભાવે, ગુરૂ સેવા-ગુરૂ શરણનું મહાત્મ્ય, અને મંત્ર દિક્ષાના-માહાત્મ્યના અજ્ઞાત હોઇ ગુરૂને પોતાના ગામમાં અને પોતાના ઘરમાં ભાવ રહિત હોવાથી પધરાવી શકતા ના હોય એવા કારણોને લેઇ તેમજ ગુરૂ હરકોઈ અન્ય સ્થળે બિરાજતા હોય હોય ત્યાં પણ શરણ માહાત્મ્યના અનભિજ્ઞ હોવાથી જઇ શકે નહિં તેથી અષ્ટાક્ષર મંત્રની દીક્ષા લીધા વિનાના પણ પરંપરાની રૂઢીથી

ફક્ત કંઠી અને તિલક ધારણ કરીને પણ હમો વૈષ્ણવ છીએ, હમારો વૈષ્ણવ ધર્મ છે, હમારા ગુરૂ શ્રીગુંસાઇજી મહારાજ છે એવું માનવા-વાળા અને બોલવાવાળાની પણ નાનાં ગામો તેમજ મોટા શહેરોમાં પણ વિશેષે કરીને ખેડુત અને મજુરી વર્ગની તેમજ ઉચ્ચ કોમમાં અનભિજ્ઞ અને પાશ્ચાત્મક સુધારાના ધુમંડમાં ફસાયલાઓની પ્રજા એમ ઘણી સંખ્યા છે, એમ હું મારા-જાતી અનુભવ અને ખાત્રીથી લખું છું.

આતો હજી ઠીક છે, જેઓ કોઇક દિવસ પણ શ્રીમહાપ્રભુજીની દયાથી મંત્ર દિક્ષા લેઈ ગુરૂને ( શ્રીમહાપ્રભુજીને ) શરણે આવશે. પરંતુ, આ સદિમાં તો મારા જેવા અનભિજ્ઞ અને પ્રમાદી માતા-પિતાના બાળકો ૨૦-૨૫ કે ૩૦ વર્ષની વયે પોહોચતા સુધી પણ ગામમાં ગુરૂ બિરાજતા હોવા છતાં-બ્રહ્મ સંબંધીની દિક્ષા લીધા વિનાના પણ ઘણાજ મારા જોવામાં આવે છે. સોળે સાંન અને વિષે વાંન, એ આખ્યાઇકા અનુસાર, સાંન તો સોળે આવી ગઇ હોય, અને પછી ચાલુ સદીનું સ્વતંત્ર, અને સ્વચ્છંદિ વાતાવરણને લેઈ નાસ્તિક બનેલા તો હોયજ ઉપરાંત શ્રવણ પણ તેમને તેવુંજ મળતું હોય એટલે તેમના હૃદયમાં શ્રદ્ધા તો હોયજ કયાંથી ? અને તુળશી માળા તેમજ તિલક ધારણ કરવાનું તો તેમને એક બોજા અને બંધનરૂપ તથા પોતાની ટેમપોઝીશનમાં ધોકો પોહોચાડનાર-લાગતું હોવાથી ધારણ કરે પણ શાના ? આવા સંસ્કાર- હિણની પ્રજા કેવી નિવડે ? તેનો ખ્યાલ ગુરૂ કૃપા પાત્ર-વાંચક વૃંદને આવ્યા શિવાય રહેશે નહિં.

આનુ ખરૂ કારણ એક શ્રીમહાપ્રભુજીના સ્વરૂપ અને-માહાત્મ્ય તથા તેમના સિદ્ધાંન્તો અને માર્ગનું રહસ્ય એના અજ્ઞાનનુંજ પરિણામ છે. વળી આગળ જેમ ગુણ ગ્રાહિ વિશેષ હતા તેમ આ સદિમાં અવગુણ ગ્રાહિ ઘણા છે, અને ગુણ ગ્રાહિ કોઇ વિરલા .શ્રીહરિના કૃપાપાત્ર

ક્વચિતજ હોય છે. તો એવા અવગુણ ગ્રાહિ પુરૂષો તો ચમત્કાર-શિવાય નમસ્કાર કરેજ શાના ?

એવા પુરૂષો એકદમ રૂ. ૨) બે ખર્ચી ગ્રંથ વાંચી શકે નહિં-અને તેમને સતસંગ તો હોયજ કયાંથી ? તો પછી આવો-નાનો ગ્રંથ શ્રીમહાપ્રભુજી અને ગુરૂ માહાત્મ્ય, સ્વરૂપનુ-જ્ઞાન, અને ભાન ઉત્પન્ન કરે તેવો મુળ પડતર કિંમતમાં-સસ્તો મળી શકે તો તેનો લાભ ઘણા લેઇ શકે. મારો ઉદ્દેશ તો આ "શ્રી વલ્લભલીલામૃત" અને "ગુરૂમાહાત્મ્ય"ના ગ્રંથ માટે તો એક દમડીની પણ ન્યૉછાવર નહિંજ રાખતાં છુટે હાથે-મફત વેહેંચવાનો હતો પરંતુ તેમ કરવામાં જરની જરૂર પડે તેજો ધનાઢય વૈષ્ણવોના હૃદયમાં શ્રીમહાપ્રભુજી પ્રેરણા કરે તોજ આમહદ્ ઉદ્દેશ પાર પડે વૈષ્ણવોની સંખ્યાના પ્રમાણમાં આવા ગ્રંથોની કદાચ બે કે પાંચ હજાર પ્રતો છપાય તેથી કંઇ લાખો એનો લાભ લેઈ શકે નહિં માટે "શ્રીવલ્લભલીલામૃત" "શ્રીનાથજીના પ્રાગટયની વાર્તા" ષોડસ ગ્રંથો-"શ્રીહરિરાય જીવિરચિત મોટું શિક્ષા પત્ર" "રસેસ શ્રીકૃષ્ણ-યાને શ્રીકૃષ્ણ ચરિત્ર" વિગેરે શ્રીવલ્લભના સિદ્ધાંન્તો પૈકીના મુખ્ય ગ્રંથો તો લાખોની સંખ્યામાં છપાવવા જોઇએ અને તે છુટે હાથે દરેક વૈષ્ણવના ઘરમાં વધુ નહિં તો એકાદ પ્રત તો જવીજ જોઇએ. આ રીવાજ મુંબઈ, સુરત, અમદાવાદ, અને નડીઆદ જેવાં શહેરોમાં-ભગવદ્ કૃપાપાત્ર ધનાઢય વૈષ્ણવોએ પોતાની શક્તિ અનુસાર સારો શરૂ કર્યો છે. પરંતુ તેથી સંતોષ માનવાનો નથી. જુઓ પશ્ચિમના ક્રિશ્ચિયન લોકો હજારો ગાઉ દુરથી આપણા દેશમાં આવી પોતાનો ધર્મ ફેલાવવા કેટલું કરી રહ્યા છે ? તેમની સરખામણીમાં આપણે હજી કંઈ કરી શકતા નથી, છતાં હું કબુલ કરીશકે આગળના કરતાં આ દસકામાં વૈષ્ણવોની આંખ્ય સારી ઉઘડી છે, અને પોતાથી બનતુ કરે છે, સંપ્રદાયીક માસીકો

પણ નીકળે છે જેની અંદર "શ્રીવલ્લભ ચરિત્ર" તથા માર્ગના સિદ્ધાંન્તો અને રહસ્ય વિગેરે છપાય છે, પરંતુ હજી સૃષ્ટિની સંખ્યાના પ્રમાણમાં તેનો કંઇ પણ ફેલાવો નથી. માટે આ પુષ્ટિ સૃષ્ટિમાંના ધનાઢ્ય અને ભાવિક વૈષ્ણવોને મારી નમ્ર પણ આગ્રહપૂર્વક વિનંતી છે કે તેઓ પોતે પોતાથી બનતુ કરી આ માર્ગના વિદ્વાન તેમજ સાધારણ પણ ભાવિક લેખકોને તન, મન, અને ધનથી, પોતાથી બનતી સહાય આપી, "શ્રીવલ્લભ લીલામૃત" તથા "શ્રીનાથજીનું પ્રાગટ્ય" આબે ગ્રંથો પ્રથમ પંક્તિમાં લાખોની સંખ્યામાં અને માર્ગના-સિદ્ધાંતો તથા રહસ્યના ગ્રંથો પણ બોહોળી સંખ્યામાં પ્રગટ કરાવશે તો સ્વમાર્ગની અને પ્રભુના નામરૂપની સેવા પ્રભુ તેમની અંગિકાર કરશે. લૌકિકમાં જેમ—

अन्नदानात्परं नास्ति, विद्यादानं ततोऽधिकं ।
अन्नेन क्षणिका तृप्ति, यावज्जीवं तु विद्यया ॥

**અર્થ:**—બીજાં સર્વદાનો કરતાં અન્નનું દાન (ભુખ્યાને અન્ન-એટલે કોઇ ઉદ્યમ હિણુને ધંધે રોજગારે વળગાડી તથા દુઃખી દરિદ્ર અને રખડતા ભિક્ષુકોને માટે સદાવ્રતો કાઢી તેમનાં દુઃખ દુર કરવાનું સર્વોત્કૃષ્ટ પુણ્ય મનાય છે; કારણકે તે દેહને સંતોષ આપનાર પરમ જીવનરૂપ છે; પણ તે અન્ન કરતાં વિદ્યાનું દાન બહુ ફળ આપનારૂં છે; કારણકે અન્નનું દાન તો અલ્પ તૃપ્તિ કર-નારૂંજ છે, એ ખાધેલું અન્ન પચી ગયું એટલે પુનઃ પાછી ભુખ લાગે છે. ત્યારે તૃપ્તિ કરવાને કંઇ આગળ ખાધેલું અન્ન કામ લાગતું નથી; અને વિદ્યાનું દાન તો મનુષ્યનાં જીવન પર્યંત તેને તૃપ્તિ આપે છે. વિદ્યા ભણીને તેના યોગે મનુષ્ય અન્નપાનાદિક અને શરીર પોષક પદાર્થ પેદા કરીને તેના ઉપયોગથી નિરંતર તૃપ્ત થાય છે, તેથી અન્નદાન કરતાં પણ વિદ્યાદાન ઉત્તમ મનાય છે,

એમ સમજી ઘણા ધનાઢ્ય ગૃહસ્થો પોતાની શક્તિ અનુસાર શાળાઓ તથા સ્કોલરશીપો કાઢે છે. જ્યારે આ ક્ષણભંગુર સંસારમાં જન્મ ધરીને અલ્પકાળ પર્યંતજ ટકનારા આ નાશવંત જીવનનું પોષણ થઇ શકે, એવી વ્યવહારિક વિદ્યાનું દાન અન્નદાન કરતાં પણ ઉત્તમ મનાય છે તો પછી કોઈ કાળે નાશ પામે નહિ એવાં અખંડ ( નિત્ય ) અને યથાર્થ સુખની પ્રાપ્તિ કરાવનારી જે સદ્ ( બ્રહ્મ ) વિદ્યા, ( પરાવિદ્યા ) જે બ્રહ્મના–પરમાત્મા પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણ અને તેમના આધિ દૈવિક અગ્નિસ્વરૂપ ( શ્રીના મુખારવિન્દ સ્વરૂપ ) શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સ્વરૂપ અને મહાત્મ્યના જ્ઞાનનું દાન કરે એવા ગ્રંથો છપાવી ભેટ કરનારને ( આ સંસાર-રૂપી સમુદ્રમાં જન્મમરણના ગોથાં ખાતા જીવોને ભાવમાં વૃદ્ધિ થતાં ભગવદ્ માર્ગે વળે ) એ શું કોટિ ઘણું ઉત્તમ દાન અને પુણ્ય નથી? એ ભગવદ્ કૃપાપાત્ર ભાવિક અને ધનાઢ્ય વૈષ્ણવો તેનો સારી રીતે ખ્યાલ કરી શકશે. વળી આ બાબતમાં ભગવાને ગીતાના અ. ૧૮ અને શ્લોક ૬૮–૬૯ માં આજ્ઞા કરી છે કે:—

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयमे ॥ ६८ ॥**
**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।**
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥**

**અર્થ**:—જે પુરૂષ આ પરમ ગુપ્ત ભક્તિયોગવાળું એવું ગીતાનું તત્વ મારા ભક્તોને સંભળાવશે તે મારે વિષે પરમભક્તિ ધારણ કરીને સંશય રહિત થયો થકો મનેજ પામશે. ॥ ૬૮ ॥

મારા ભક્તોની આગળ ભક્તિ ઉત્પન્ન કરનારૂં એવા ગીતા-શાસ્ત્રનું વ્યાખ્યાન કરનારા પુરૂષ કરતાં મનુષ્યમાં બીજો કોઇ પણ પુરૂષ હમણાં પૃથ્વી ઉપર મારૂં અત્યંત પ્રિય કરનાર નથી, તેમ હવે

પછી પણ બીજા કાળમાં પણ તેના વ્યાખ્યાન કર્તા સિવાય બીજો કોઈ મને વધારે પ્રિય થશે નહિ. ॥ ૬૯ ॥

આ અને આવાંજ બીજાં અનેક ભગવદ્ વાક્યોને આધારે વિદ્વાનો જીવોને બ્રહ્મવિદ્યાનો બોધ આપી ભગવદ્ માર્ગે વાળે છે, શાસ્ત્રીઓ શાસ્ત્રના પ્રમાણો આપી જીવોને ભગવદ્ માર્ગે વાળે છે, પુરાણીઓ પુરાણનાં વ્યાખ્યાનો સંભળાવી ભગવદ્ માર્ગે વાળે છે, અને ભગવદીઓ ભગવાનના ગુણ ગાઈ અને ગવરાવી તથા સાંભળી અને સંભળાવી જીવોને ભગવદ્ માર્ગે વાળે છે, તેવીજ રીતે ભગવદ્ કૃપાપાત્ર ધનાઢ્ય વૈષ્ણવો પ્રભુનાં મંદિરો બંધાવી તેમાં પ્રભુને પધરાવી ભાવથી સેવા કરે છે, અને કરાવે છે; તેમજ પોતાના પ્રાણધન શ્રીમહાપ્રભુજી તથા શ્રીઠાકોરજીના ગુણારવિન્દ ભરેલા ગ્રંથો લેખકોને સહાયતા આપી છપાવી બહોળે હાથે સ્વમાર્ગીય વૈષ્ણવ બંધુઓમાં ભેટ આપે છે, તેવીજ રીતે હે મારા પ્રાણધન ભગવદ્ કૃપાપાત્ર ધનાઢ્ય વૈષ્ણવ બંધુઓ અને સદ્‌ગૃહસ્થ શેઠીઆઓ આપ આપનાથી બનતું કરી જેમ સ્વમાર્ગની શેવા કરતા આવ્યા છો તેમ આપણું આપનોજ સ્વધર્મ છે, અને ઈષ્ટ પ્રભુના નામરૂપની સેવા છે, એમ સમજી આવા ગ્રંથો છપાવવાની સહાયતા આપવામાં પાછા નહિ પડો એવી મારી નમ્ર પણ આગ્રહપૂર્વક વિનંતી છે.

લૈકિકમાં પણ તેમજ બને છે, ગુણ ગાનાર અને યશ ફેલાવનાર જેવો પ્રિય બને છે, તેવો બીજો બનતો નથી.

મહાત્મ્યનું જ્ઞાન થયા શિવાય કોઈ પણ વસ્તુ યાવ્યક્તિ ઉપર પ્રેમ થતો નથી તેથી શ્રીમહાપ્રભુજીના સ્વરૂપ અને મહાત્મ્યનું જ્ઞાન આપવાવાળા ગ્રંથો અને શ્રીનાથજીના પ્રાગટયના ગ્રંથો લાખોની સંખ્યામાં છપાવી બહોળે હાથે મફત વેહેંચવાની આ ઘોર કલિના વાતાવરણમાં સ્વધર્મ અને સ્વગુરૂની સેવા અર્થે ખાસ આવશ્યકતા છે

બ્રહ્મ સંબંધ થયા બાદ લગભગ ૨૫ વર્ષ સુધી આ માર્ગમાં મારો કંઇ પણ પ્રવેશ નહોતો પરંતુ—જ્યારે શ્રીમહાપ્રભુજીએ કૃપા કરી ત્યારે આજથી થોડાંક વર્ષો ઉપર મને મારા મનમાં પ્રશ્ન ઉદ્‌ભવ્યો કે શ્રીમદ્ ભાગવત્ ગીતા વિગેરે શાસ્ત્રોમાં કહે છે કે—ગુરૂ વિના જ્ઞાન નથી, અને ગુરૂ કૃપા શિવાય ભગવાન્—પણ કૃપા કરતા નથી માટે મારા ગુરૂનું સ્વરૂપ, તેમના સિદ્ધાન્તો અને માર્ગનું રહસ્ય અને મારૂ કર્તવ્ય શું છે? તે મારે જાણવું જોઇએ, એ પ્રશ્નના નિર્ણયમાં મને શ્રીનાથજીનું પ્રાકટય, શ્રીવલ્લભ ચરિત્ર તથા શિક્ષાપત્ર, એ ગ્રંથો વાંચવાની જીજ્ઞાસા થઇ તે પ્રભુ કૃપાથી પુર્ણ થતાં અત્યારે ભગવદીયોના ચરણ—શરણમાં, રહેવાનો તથા આ "શ્રીવલ્લભલીલામૃત" અને "ગુરૂમાહાત્મ્ય લખવાનો શુભ યોગ મને પ્રાપ્ત થયો છે, એજ હું શ્રીમાહાપ્રભુજીની કૃપા માનું છું.

મને ગ્રંથ લખવાનો પરિચય નથી તેમજ કોઇ વખતે કંઇ લખ્યુ પણ નથી. તેમજ વ્યાકરણ, વ્યુત્તપત્તિ કે, પિંગળનું પણ કંઇ જ્ઞાન નથી. એટલે કોઇપણ લેખ યા પુસ્તક લખવાની મારામાં લાયકાત નથી તેમાં વળી, આતો અલૌકિક વાત, એમાં તો મારી ગમ પોહોચેજ શાની? છતાં જે કંઈ સાહસ કર્યું છે તે એક કેવળ પ્રભુ ઇચ્છા અને પ્રભુની કૃપાથીજ ભગવચ્ચરણાંબુજ નિવાસી વૈ. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ તથા વૈ. ગોવર્ધનદાસ લક્ષ્મીદાસે પ્રકટ કરેલ શ્રીવલ્લભ ચરિત્ર વિગેરેમાંથી ભાવિક વિષયોની નોંધ લેઇ ગ્રંથ વધીના જાય તેવી રીતે અમુક વિષયોજ ટુંકામાં લઇ લખાણુ કર્યું છે. નકલમાં અક્કલની જરૂર હોતી નથી પરંતુ મારી અજ્ઞાનતાને લેઈ આ ગ્રંથની અંદર ગદ્ય તેમજ પદ્યની અંદર એવા દોષો ઘણા હશે, પરંતુ ભાવિક અને જ્ઞાની વિદ્વાન વૈષ્ણવો શાસ્ત્રીઓ, તથા ભક્ત કવિઓ, મને તે ભુલ્યો માટે ક્ષમા કરી કેવળ શ્રીહરિના ગુણ

છે એમ જાણી વાંચશે અને બીજાને સંભળાવશે અને મારી ભુલ્યો મને જણાવશે તો હું તેમનો આભારી થઈશ, અને બીજી આવૃત્તિમાં સુધારી લઇશ.

વસ્તુનું જ્ઞાન નહિં હોવા છતાં કંઇપણ લખવું યા બોલવું એ એક વિદ્વાન વર્ગની સમક્ષ, માનના સ્થાનને પ્રાપ્ત કરી શકતું નથી, અને ઉલટું અહંતા મમતા રૂપી દોષ અને પ્રભુ કૃપા મેળવવામાં પ્રતિબંધક છે. તે હું ભગવદીયોના સમાગમ દ્વારા તથા ગ્રંથોના અવલોકનથી જાણું છું પરંતુ આમાં મેં મારી બુદ્ધિનો કંઇપણ પ્રકાશ કરવા ખાતર અથવા જાહેરમાં આવી માન ખાટવા ખાતર કંઈ પણ કર્યું નથી, પરંતુ મારૂ મન અહંતા મમતા રૂપી સંસાર સમુદ્રના મોહરૂપી મોજાંમાં ઝોકાં ખાતુ હોવાથી આવા લેખો લખવાથી તેટલો સમય મનનો એક સાધારણ નિરોધ થાય છે એવા હેતુથી તથા મારા જેવા અજ્ઞાન્ બાળકોને આવા વાંચનથી પણ કાંઈક પ્રાપ્તિ થાય એવા હેતુથીજ પ્રભુ કૃપા અને પ્રભુ ઇચ્છાથીજ અન્ય ગ્રંથોના આધારેજ આ ગ્રંથ લખાયો છે. પરંતુ તે પ્રસિદ્ધમાં મુકવા જેવો તૈયાર થયો છે કે કેમ ? તેના અભિપ્રાયો માટે વિદ્વાનોના કરકમળમાં આ "શ્રીવલ્લભલીલામૃત" નો લેખ (મેટર) મોકલી આપ્યો અને તેમના અભિપ્રાયો આવ્યા બાદ ધી ગુજરાત પ્રી. પ્રેસમાં છાપવા માટે ફક્ત આ "શ્રીવલ્લભલીલામૃત" નો લેખજ આપ્યો અને તેના ફરમા ૭ છપાયા બાદ હવે ફરમા ૧૧ ના સુમારનું મેટર છાપવાનું બાકી છે જેથી બીજું વધારે મેટર તમારે જે કંઈ મોકલવાનું હોય તે મોકલી આપો. આવી પ્રેસમાંથી સુચના મળતાં હવે આ ગ્રંથના અનુસંધાનમાં બીજું મેટર શું આપવું, તેનો વિચાર થતાં આ ગ્રંથની સાથે "શ્રીગુરૂમાહાત્મ્ય" વિગેરેનું જોડાણ કરવું યોગ્ય છે એવી શ્રીમાહાપ્રભુજીએ પ્રેરણા કરવાથી જેમ શ્રીવલ્લભની

લીલારૂપી અમૃત ભરેલી કથા—એ શ્રીવલ્લભ સ્વરૂપ શ્રીકૃષ્ણ પ્રભુને વાગાવસ્ત્ર ધરવાથી મનોહર સ્વરૂપે ભક્તના હૃદયમાં શોભે તેમ આ શ્રીગુરૂમાહાત્મ્ય રૂપી મુગટ ધરવાથી નિજ કૃપાપાત્ર ભક્તોના હૃદયમાં બિરાજી વધુ શોભશે અને દીનતા આશ્રયનાં ધોળ પદ બોલવાથી દાસોનાં ચિત્તને નિજ ચરણમાં રાખશે એવું શ્રીમાહાપ્રભુજીએજ પ્રેરણા કરી તે અનુસાર મોટી ટીકાવાળા ષોડશ ગ્રંથો ઇત્યાદિકમાંથી પ્રમાણો લઇ અનુક્રમે ગોઠવી શ્રીગુરૂમાહાત્મ્ય, તિલક તથા તુળશીની માળા ધારણ કરવાનાં પ્રમાણો તથા બ્રહ્મ સંબંધની દિક્ષા લીધા બાદ વૈષ્ણવનું કર્તવ્ય વિગેરે બાબતો બુદ્ધિપ્રેરક શ્રીવલ્લભની કૃપાથી લખાણ કરી ગ્રંથનું નામ " શ્રીવલ્લભલીલામૃત " એકલુજ રાખવાનો વિચાર હતો તેની સાથે " શ્રીગુરૂમાહાત્મ્ય " એ નામ વધાર્યું છે.

મારામાં ગ્રંથ લખવાની લાયકાત કેટલી છે તે બાબતમાં હું અગાઉ લખી ગયો છું, પરંતુ નાનુ બાળક તોતડી ભાષામાં પેહેલી પોથી પોતાના વડીલ આગળ વાંચતુ હોય તેને ઉમંગ વધે અને આગળ વધવાનો પ્રયાસ કરે એવા હેતુથી જેમ તેના વડીલ તેનાં વખાણ કરે છે, તેવીજ રીતે હું શીખાઉને ઉત્તેજન આપવા ખાતરજ વિદ્વાનોએ અભિપ્રાયો આપેલા છે અને હજી પણ આપશે અને તેને વૈષ્ણવો વધાવી લેશે એવી શ્રીમહાપ્રભુજીની કૃપાથી હું આશા રાખું છું. પરંતુ આ " ગુરૂમાહાત્મ્ય નામનો ગ્રંથ લખવામાં મને લૌકિક પ્રતિબંધોને લેઇ વિચારીને શાન્તિથી લખવાનો બિલકુલ સમય મળ્યો નથી પરંતુ મારી પાસે તેનાં પ્રમાણો ટાંકી રાખેલાં હતાં, તે જેમ શ્રીમાહાપ્રભુજીએ પ્રેરણા કરી તેમ ભગવદીય—કૃષ્ણદાસ અને વલ્લભદાસના સંવાદ રૂપે લખીને ( ફરીથી તેમાં કંઇ અનુસંધાનિક—વાક્ય રચનાની કે કંઇ શબ્દ દોષની ખામી છે કે કેમ ? તે તપાસવાનો પણ અવકાસ નહિં મળવાથી તે ફરી જોયા તપાસ્યા

શિવાયજ ) પ્રેસમાં છાપવા મોકલી આપેલ છે તેથી તેમાં પણ તેવા દોષો અને ખામીઓ ઘણી હશે; પરંતુ સારગ્રાહિ વિદ્વાન વૈષ્ણવ બંધુઓ અને શાસ્ત્રિઓ તેમજ વાંચકવૃંદો સાર ગ્રહણ કરી તેમાં જે જે ભુલ્યો જણાય તે જણાવવા કૃપા કરશે તો તે હું આભાર સાથે સ્વિકારી બીજી આવૃત્તિમાં સુધારી લેઈશ.

હાલ:કેટલાંક વર્ષોથી અમદાવાદમાં શ્રીવૈષ્ણવ માહાસભા સ્થાપન થયેલી છે અને તે વૈષ્ણવ સૃષ્ટિના ઉગતા મંડળોને ઉમંગ વધે એવા પ્રકારનાં ઉપદેશક ભાષણો દ્વારા તથા "શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ" નામના માસિકમાં તેના કાર્યોનાં વખાણની નોંધ દ્વારા તથા અન્ય રીતે પણ પોતાથી બનતી સહાયતા આપી શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગની સેવા બજાવી રહી છે તેને માટે તેના સંચાલકો પ્રૉફેસર જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, એમ, એ. કે જેઓએ શ્રી સુબોધિનિજી મધ્યેથી ફલપ્રકરણના ભા. ૩ તથા અણુભાષ્ય, તથા શુદ્ધદ્વૈત સિદ્ધાન્ત વિગેરે ગ્રંથોના સાધારણને પણ સમજ પડે તેવી સરળ ભાષામાં ભાષ્યોના ગ્રંથો પ્રકટ કર્યા છે તથા " રસેસ શ્રીકૃષ્ણ યાને શ્રીકૃષ્ણ ચરિત્ર " જેવો અત્યુત્તમ સ્વતંત્ર ગ્રંથ પ્રકટ કર્યો છે તેઓ તથા વે. શા. સં. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રિજી વિગેરેને ધન્યવાદ ઘટે છે. મને પણ આ શુભ કાર્યમાં પ્રૉફેસર તથા રા. સા. પટવારી સાહેબે તથા શ્રીયુત ભગવદીય દીનકિંકરે પોતાના અભિપ્રાયો આપી તથા શાસ્ત્રિજીએ આ ગ્રંથનુ પૃફ તપાસવાનું માથે રાખી ગ્રંથ છપાવવાની હિંમત આપી ઉભો કર્યો છે તેને માટે તેમનો આભારી છું, તેમજ આ ગ્રંથની અંદર શ્રીમહાપ્રભુજી તથા શ્રીનાથજીના રંગિન ચિત્રો શ્રીયુત દેસાઇ લલ્લુભાઇ છગનલાલે પડતર કિંમતે આપી આભારી બનાવ્યો છે, શ્રીયુત દીનકિંકરભાઇએ પણ પૃફ તપાસવાની તથા શ્રીમંહાપ્રભુજીના ચિત્રજીનો બ્લોક આપવા હા

પાડી હતી તેથી તેમનો પણ આભારી છું. આ ગ્રંથનું મેટર પેન્સીલથી લખેલું હોવાથી પ્રૂફ તપાસવામાં શાસ્ત્રિજીને ઘણો શ્રમ પડયો હશે ! તોપણ તેમાં ભુલ્યો રહી ગઇ છે તેમાં શાસ્ત્રિજીનો દોષ નથી, કારણ લેખક જો જાતે પ્રૂફ તપાસે તોપણ દ્રષ્ટિ દોષ થતાં ભુલો રહિ જાય છે તો પછી આ બાબતમાં તેનો સ્વાલ ઉભો રહેતો જ નથી; પરંતુ તે ભુલ્યો માટે આ ગ્રંથની ઇતિમાં તેનુ શુદ્ધિપત્રક છપાવ્યું છે તે મુજબ વાંચક વૃંદ સુધારીને વાંચશે એવી વિનંતી છે.

"શ્રીવલ્લભ લીલામૃત" ની ન્યૅાછાવર ફક્ત રૂ. ૦—૬—૦ છ આનાજ રાખવાનો વિચાર હતો અને તેને માટે અગાઉથી સાહાયકો પાસેથી તે ન્યૅાછાવરને આધારેજ તેમની ખરીદી નોંધવામાં આવી હતી પરંતુ પાછળથી "શ્રીગુરૂમાહાત્મ્ય" નામનો તેવડોજ મોટો ગ્રંથ જોડવામાં આવ્યો છતાં તેવડા મોટા ગ્રંથ માટે ફક્ત રૂ. ૦—૨—૦ બે આનાજ ન્યૅાછાવર વધારી છે. એટલે બન્ને ગ્રંથો ભેગા બાંધેલા હોવા છતાં ફક્ત રૂ. ૦—૮—૦ આઠજ આના ન્યૅાછાવર રાખી છે જેના માટે ઉદાર સાહયકો વાધો નહિં ઉઠાવતાં પુરાં નાણાં આપી આભારી બનાવશે એવી આશા છે.

આ ગ્રંથ છપાવવામાં આર્થિક સહાયતા તથા અગાઉથી મોટી સંખ્યાનાં પુસ્તકો ખરીદી સહાયતા આપનાર ગૃહસ્થોની આભાર સાથેની નોંધ ગ્રંથની ઇતિમાં લીધી છે.

| | |
|---|---|
| | લી. સર્વ ભગવદીયોના દાસનોદાસ |
| મિતિ સંવત ૧૯૮૬ ના | દીનદાસ |
| મહા સુદી ૫ | શા. ભગવાનદાસ ચુનીલાલના |
| નડીઆદ. | કોટીશઃ ભગવદ્દસ્મરણ. |

## ॥ श्रीगोवर्द्धननाथजी ॥

पाटोत्सव (श्रीनाथद्वारामें) सं. १७२८ [व्रज] फाल्गुन कृष्ण ७



व्रजेंद्र सर्वाधिक शर्मकारी। महेंद्र सर्वाधिक गर्वहारी।

वृन्दावने कंद फलोपहारी। मम प्रभुः श्रीगिरिराजधारी ॥

॥ श्रीकृष्णायनमः ॥

॥ श्रीगोपीजनवल्लभायनमः ॥

# અર્પણ.

## દુહો.

અર્પણ કરૂ હું આપને, શ્રીવલ્લભ ગુણગાન;
વલ્લભ છે વલ્લભ ઘણા, આપને શ્રીભગવાન. ૧
વિરહાગ્નિ શ્રીકૃષ્ણને, શ્રીસ્વામિનિજ તણોય;
પ્રાગટ્ય ભૂતળ ઉપરે, એ શ્રીવલ્લભનોય. ૨
વાક પતિ શ્રીવલ્લભ, શ્રીકૃષ્ણાસ્યં એહ;
દિન દાસના હૃદયમાં, પણ બિરાજીનેય. ૩
ગુણ ગવડાવ્યા આપના, દાસની જીવ્હાએય;
પણ મારૂં કંઇ છે નહિં, છો શ્રીપતિ તમેય. ૪
કર્ણી ન જોતાં કર ગૃહ્યો, છોડો નહિં હો નાથ;
દિન દાસ છે આપનો, શ્રીગોવર્ધનનાથ, ૫

## શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગના મુખ્ય સિદ્ધાંતો.

(૧) જગત્ સત્ય છે. (૨) જગત્ જીવ, અંતરયામી, અક્ષર ઇત્યાદિમાં નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માજ છે. (૩) જીવે અવિદ્યાથી કલ્પેલો અહંતા, મમતાત્મક સંસાર મિથ્યા છે. (૪) જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી. (૫) પરબ્રહ્મ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે. (૬) સર્વોપરી વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદન કરેલ પરમ કાષ્ઠપન્ન વસ્તુ શ્રીકૃષ્ણજ છે. (૭) શ્રીકૃષ્ણની સેવા એજ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ શ્રીકૃષ્ણ સેવાજ છે. (૮) સાક્ષાત્ શ્રીકૃષ્ણોપદિષ્ટ આત્મ નિવેદન અને પ્રભુ પ્રપતિ શિવાય અન્ય વિશ્વ ધર્મ હોઇ શકેજ નહિં.

# ઉપોદ્દ્ઘાત.

શુદ્ધાદ્વૈત પુષ્ટિ ભક્તિ માર્ગના આદ્ય કર્તા અખંડ ભૂમંડળાચાર્ય જગદ્દગુરૂ શ્રીમદ્દવલ્લભાચાર્યચરણનો સમય કેવો હતો! તે ભરતખંડનો ઇતિહાસ જોનારને બરાબર સમજાય તેમ છે. છતાં અત્રે સંક્ષિપ્તમાં તેનો કંઇક ચિતાર આપવો યોગ્ય જણાય છે. તેથી ટુંકમાંજ આપી દઉં છું.

વિધર્મીઓ અને વિદેશીઓનાં આક્રમણથી આપણા પૂર્વજો જ્યારે ત્રાસી રહ્યા હતા, ધર્મ અને રાજ્ય સંબંધમાં કેવળ અવ્યવસ્થાનું સામ્રાજ્ય હતું, મનુષ્ય જન્મ જેવું માહાન ઉત્તમ સાધન મળ્યા છતાં પણ આ લોક અને પરલોકની ઉન્નત્તિ સાધવાનું અશકય જેવું થઇ પડયું હતું એટલે હિંદુઓ અને મુસલમાનો વચ્ચે તેમજ પોતપોતામાં નિરંતર યુદ્ધો ચાલતાંજ રહેતાં હતાં અને લોહીની નદીઓ વહ્યાજ કરતી હતી, આવા સમયમાં છતી સંપત્તિએ કોઇ પેટ ભરી ખાનપાન કરી શકતા નહિં તો પછી સારાં વસ્ત્ર આભૂષણ પેહેરીને વૈભવ અને આનંદ ભોગવવાનો તો કયાંથીજ હોય?

સત્તાધારી કોમના પંઝામાં સપડાતી બચાવવા માટે હિંદુઓ પોતાની બાળકીઓને કુમળી વયમાંજ પરણાવી દઇ પોતાની જવાબદારીમાંથી મુક્ત થવા માબાપો ચાહતાં હતાં. વળી પરધર્મમાં વટાળવાની પ્રવૃર્ત્તિ પણ ચાલતી હતી આવા સમયે હિંદુપણુ જાળવવા થાટે પણ સંકુચિત્ત વૃત્તિવાળી સંસ્થાઓ રચવાની જરૂર પણ તે સમયેજ પડી જણાય છે. જે અત્યારે જ્ઞાતીઓના નામથી ઓળખાય છે, (જેમકે મોઢ, નાગર દશા-વિશા વિગેરે ભેદ પડયા છે તેમ) આવી અશાંન્તિ અને અંધાધુંધીના સમયમાં ધાર્મીક સ્થિતિ કેવી હશે! તેનો ખ્યાલ વાંચક વૃંદને આવ્યા સિવાય રહેશેજ નહિં.

તો પણ શ્રીમાહાપ્રભુજીએ "તત્વાર્થ દીપ નિબંધ, અને શ્રીકૃષ્ણાશ્રય" નામના ગ્રંથોમાં સંક્ષિપ્ત ચિતાર આપેલો છે જેનો સાર આ ગ્રંથમાં શ્રીમાહાપ્રભુજીના પ્રાકટયના વર્ણન પછી શ્રીમહાપ્રભુજી કયારે પ્રકટ થયા ? એ મથાળા નીચે આપેલો છે.

શ્રીમદ્ આચાર્યશ્રી પોતાના પવિત્ર પાદારવિંદથી આ પૃથ્વિને જે સમયે સનાથ કરી શોભાવી રહ્યા હતા તે વખતે દીલ્હીની ગાદી ઉપર પ્રખ્યાત બાદશાહ સિકંદર લોદી હતો તે ધર્માંધ તથા ક્રુર હતો. ભારત વાસીઓ ઉપર તેણે સાધારણ અત્યાચારો નહોતા કર્યા. હિંદુ ધર્મ સાથે દુશ્મનાવટ બાંધી લેનાર એ બાદશાહ હિંદુ ધર્મના આચાર્યો સાથે સદ્‌ભાવ કયાંથી રાખી શકે ? પરંતુ શ્રીયમુનાજીના ત્રટ ઉપર તેના હાકેમે મથુરામાં બાંધેલા યંત્રથી શ્રીયમુનાજીમાં સ્નાન કરવા જનાર હિંદુઓની ચોટલી ઉખાડીને દાઢી થઇ જતી હતી તે સમયે પરિક્રમા કરતા શ્રીમહાપ્રભુજી ત્યાં પધાર્યા અને મથુરાવાસી હિંદુઓની આ બાબતની વિનંતિ સાંભળી પોતે શ્રીમહાપ્રભુજીએ પણ પોતાના સેવકોને એવોજ એક જંત્ર લખી આપી દીલ્હી મોકલ્યા. તે સેવકોએ દિલ્હીમાં જઇ ધોરી રસ્તાના મોટા દરવાજા ઉપર તે જંત્ર ટાંકીને ત્યાંજ બેઠા એટલે તેની તળે થઇ જનાર મુસલમાનોની દાઢી ઉખડીને ચોટલી થવા લાગી આ ખબર સિકંદરે જાણી એટલે તુર્ત શ્રીમહાપ્રણુજીના સેવકોને પોતાના દરબારમાં બોલાવી તેમ કરવાનું કારણ પુછ્યું. એટલે બે ધડક હિંમતથી સેવકોએ કહ્યું કે તમારો જંત્ર શ્રીયમુનાજીનાં ઘાટ ઉપરથી ઉઠાવશો તોજ હમો અત્રેથી જઇશું. શ્રીમહાપ્રભુજીના ઐશ્વર્યાદિક પ્રાક્રમોની અગાઉથી તેને કાને કીર્તી સાંભળવામાં આવી તો હતીજ અને વળી પોતે પણ આજે સપડાયો એટલે તુર્ત તેણે શ્રીયમુનાં ઘાટ ઉપરથી

જંત્ર ઉઠાવડાવી લઇને શ્રીમહાપ્રભુજીના સેવકોને ખુશી કરી વિદાય કર્યા, અને તે સમયથી શ્રીમહાપ્રભુજીનાં દર્શન કરવાને તે લલચાયો અને ગુપ્ત રીતે કંઇ પણ ઠાઠ માઠ સિવાય પોતાના ચોક્કસ સરદારો સાથે શ્રીમહાપ્રભુજીનાં દર્શન માટે ગયો અને તે શ્રીવલ્લભ પ્રભુનાં દર્શન કરતાંની સાથેજ મુગ્ધ બની ગયો અને પોતાનું પાદશાહી તાજ શ્રીમહાપ્રભુજીના ચરણારવિંદમાં ઝુકાવી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કૃતાર્થ થયો, એટલુંજ નહિં પણ શ્રીમદ્‌વલ્લભનાં દર્શનથી તેને શ્રીમહાપ્રભુના સ્વરૂપમાં એવો તો મોહ થયો કે ઘેર આવ્યા બાદ તુર્તજ પોતાના મુલ્ક મશહુર "હોન હાર" નામના ચિત્રકારને શ્રીમાહાપ્રભુજીનું ચિત્ર વ્રજમાં જઈ આલેખી લાવવાનો હુકમ કર્યો "હોનહાર" ઉત્સાહથી શ્રીમહાપ્રભુજીનું ચિત્ર લેવા વ્રજમાં આવ્યો સુંદર ચિત્ર ઉતારી બાદશાહને પ્રસન્ન કરી સારૂ ઇનામ લેવાની આશા અને ગર્વમાં આ તો એક રમત છે એમ સમજી શ્રીમહા-પ્રભુજીનાં દર્શન કરી ચિત્ર લેવા બેઠો, પરંતુ પોતાને ખબર નહોતી કે હું કોની સાથે કામ લઇ રહ્યો છું? પ્રભુની પાસે ગર્વ કયાં સુધી ટકી શકે? શ્રીવલ્લભ પ્રભુના દર્શન કરીને હોનહારે તૈયાર કરેલું ચિત્ર શ્રીમહાપ્રભુજીના સ્વરૂપ સાથે સરખાવી જોયું તો તેમાં ઘણોજ ફેરફાર માલુમ પડ્યો અને પોતાની મેહેનત છુટી પડી છે એમ પોતાને ખાત્રી થઇ તેથી તેણે બીજી વાર ચિત્ર તૈયાર કર્યું તેમાં પણ તે તેવીજ રીતે નાસીપાસ થયો. સિકંદર રીઝે તો રાજ્ય આપે અને ખીજે તો નિકંદન કાઢે એવા ક્રુર સ્વભાવનો છે તેની તેને ખબર હતી તેથી બાદશાહ શું કરશે? તેનો ભય તેના ચિત્તમાં ઉત્પન્ન થયો. તેથી તે ચિત્રકાર શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યો અને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી દીન વાણીથી વિનંતિપૂર્વક તેણે પોતાની

કફોડી સ્થિતિ વિશે શ્રીમહાપ્રભુજીને જણાવ્યું એટલે પોતે દીનદયાળ હોવાથી એના જેવા ચિત્રકારની એવી દશા થાય તે પોતાને રૂચેજ કેમ ? તેથી પોતાને તુર્ત દયા આવી અને તેના ઉપર દયા કરી તેને નવેસરથી ચિત્ર લેવાની આજ્ઞા કરી. આ સમયે શ્રીમહાપ્રભુજી પોતે શ્રીયમુનાજીના શ્રીઠકુરાણી ઘાટ ઉપર બિરાજ્યા હતા. સમય સાયંકાલનો હતો. ત્યાં પોતે શ્રીસુબોધિનીજીનું રહસ્ય નિજ સેવકો પાસે પ્રકટ કરી રહ્યા છે. પોતાની સામે બેસી માધવ ભટ કાશ્મીરી તે લખી રહ્યા છે. પાછળ હાથ જોડી ભક્ત શિરોમણી પરમ કૃપાપાત્ર દામોદરદાસ હરસાની બિરાજેલા છે અને પરમ ભગવદીય કૃષ્ણદાસ મેઘન સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી રહ્યા છે. એ મુજબ ચતુર મુર્તિનું ચિત્ર તેણે શ્રી માહાપ્રભુજીની કૃપાથી અને ઇચ્છાથી બરાબર કંઇ પણ ફેર આવ્યા સિવાય પ્રત્યક્ષ જેવુંજ ઉતાર્યું જે જોઈ પોતાના ચિત્તને (હોન હારના ચિત્તને) ઘણોજ આનંદ થયો, અને શ્રીમાહાપ્રભુજીને સાક્ષાત્ ઇશ્વર માની તે પ્રભુનુંજ ચિંતવન કરતો બાદશાહની પાસે આવ્યો, અને ચિત્રજી બાદશાહના કરમાં ઘણાજ આનંદ અને ઉત્સાહપુર્વક પધરાવી દીધું. ચિત્ર જોઈ બાદશાહ મુગ્ધ બની ગયો, સિકંદરને શ્રીમાહાપ્રભુજીની પ્રભુતાનો ખ્યાલ હતો, તેથી આવું કોઇપણ પ્રકારનો ફેરફાર શિવાય (જાણે વિણુ બોલતા પોતે શ્રીમાહાપ્રભુજી બિરાજતા હોય)નું ચિત્ર જોઈ બાદશાહને તાજુબી થઈ, અને હોન હારને પુછ્યું જે "હોન હાર ! સાક્ષાત્ શ્રી મહાપ્રભુજીનું આવું સુંદર ચિત્ર તું કેમ કરી ઉતારી શકયો !" ત્યારે હોન હારે બધી આપ વિતી કહી સંભળાવી, જે સાંભળી બાદશાહના આનંદનો અવધિ થયો, તે પછી એ ચિત્ર પોતાના રાજ્ય મહેલમાં બાદશાહે સ્થાપી દીધું. તેજ હાલ શ્રીકૃષ્ણગઢમાં બિરાજે છે.

વળી એક દિવસ શ્રીમાહાપ્રભુજી જ્યારે બીજીવાર દ્વારકાં પધાર્યા તે વખતે ગુજરાતમાં બાદશાહ મહમદ બેગડો રાજ્ય કરતો હતો તેની એવી ધાક હતી કે તેની પાસે થઇને તેના દેખતાં કોઇ પાલખીમાં બેસીને નીકળી શકે નહીં. શ્રીમહાપ્રભુજી તે વખતે પાલખીમાં બેસીને પધારતા હતા. પાલખી પધરાવનાર સેવકોએ દુરથી જોયું કે મહમદ બેગડો સામે ગોખમાં છત્રમાં બેઠેલો છે, તુર્તજ પાલખી થોભાવીને સેવકોએ વિનંતિ કરીકે માહારાજ આ બાદશાહની પાસેથી પાલખીપર બેસીને કોઈ નીકળી શકતું નથી. બીજા સાથેના વૈષ્ણવોએ પણ તેવુંજ કહ્યું, ત્યારે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે "હું પોતે પોતાની મરજીથી આ પાલખીમાં બેઠો છું એમ તમે સમજો છો કે શું ? તમે પાંચ જણાએ મળીને બેસાડયો ત્યારેજ હું બેઠો છું માટે ડરો નહીં, શ્રીઠાકોરજીએ જ્યારે અધિકાર આપ્યો છે તો બીજો શું કરી શકનાર છે ?" એમ આજ્ઞા કરી પાલખી આગળ ચલાવી, સ્વારી બાદશાહ પાસે આવી પોહોચી તે વેળા બાદશાહ પાસે ઉભેલા એક સરદારે કહ્યું કે "આ કોઈ હિંદુ તમારી સામે પાલખીમાં બેસીને જાય છે" ત્યારે બાદશાહે કહ્યું કે "મારી આગળથી કોઇ મનુષ્ય તો આવી રીતે જઇ શકે નહીં, પરંતુ આતો કોઇ પરમેશ્વરનું તેજ છે."

આવી રીતે આ ઘોર કળીકાળમાં અને તેમાં પણ આવા વિકટ સમયમાં પોતાની પ્રભુતાના અનેક ચમત્કારો બતાવી દૈવી જીવોને શરણે લેઇ પુષ્ટિપંથની સ્થાપના કરી છે જેનું વર્ણન હું અજ્ઞાન અને મંદ મતિથી શું થઇ શકે ? આ જે કંઈ લખાણ કર્યું છે તે અન્ય ગ્રંથોને આધારેજ કર્યું છે તે અન્ય ગ્રંથોની નકલ જ છે અને તે પણ એ દયાળુની કૃપાનુંજ ફળ છે.

લૌકિકમાં કહેવત છે કે માણસને તો એક બોલ બસ છે, પરંતુ ઢોર હોય તેને ગમે તેટલો માર મારે છતાં સાંન આવતી નથી તેવીજ રીતે દૈવીજીવ હશે તે જો કદાચ આ ઘોર કળીના

વાતાવરણમાં કુસંગને લઇ પ્રભુને ભુલી આડે અવળે માર્ગે ચડ્યો હશે તે તો સેહેજ સતસંગ અને આવા ગ્રંથોના અવલોકનથીજ પ્રભુને શરણે આવી પોતાનો કર્તવ્ય પારાયણ બનશે. પરંતુ જે આસુરી જીવ હશે તેને તો ભેંસના મોં આગળ ભાગવત જેવુંજ છે, એટલે આતો શું? પણ કદાચ પ્રભુનાં દર્શન તેને સાક્ષાત્ થાય છતાં ભાગ્યહિણને સમજાય નહિં આવાં દ્રષ્ટાંત શ્રીમદ્ભાગવતમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણપ્રભુના અવતાર સમયનાં પણ ઘણાં મોજુદ છે, તેમજ કાશ્મીરથી આવેલા કેશવપુરી અને માધવ ભટ્ટ બન્ને જણાએ સાક્ષાત્ શ્રીમાહાપ્રભુજીના શ્રીવદન કમળદ્વારા કથામૃતનું પાન કર્યું છતાં કેશવપુરીને કંઇ પણ અસર થઇ નહીં, અને શરણ પણ પ્રાપ્ત થયું નહીં, અને પરમ ભાગ્યવાન માધવભટ શ્રીમાહાપ્રભુજીને શરણે આવી માહાન કૃપાપાત્ર બન્યા અને શ્રી સુબોધિનીજી જેવો ગ્રંથ શ્રીમાહાપ્રભુજીની વચનામૃત ધારા ઝીલી લખી શકયા. ટુંકામાં ગાયનું વાછડું હોય તેજ ગાયને ધાવી શકે અને ભેંસનું હોય તે ભેંસનેજ ધાવે એટલે દૈવી જીવને માટે તો આટલુંજ સંતોષકારક છે, છતાં પ્રભુ કૃપા કરે તો આસુરીનો પણ દૈવિ બની જાય, એમાં પણ શંશય નથી. વૃત્રાસુર શું આસુર નહોતો? પરંતુ પરમ દયાળુ ભગવાન શ્રીકૃષ્ણની જ્યારે કૃપા થઇ ત્યારે જેનું ચરિત્ર વાંચીને પાવન થવાય અને પ્રભુના ચરણમાં દ્રઢ ભરૂસો અને સ્નેહ થાય એવો કૃપાપાત્ર શું નથી બન્યો? માટેજ ભક્ત કવિરાજ દયારામભાઇએ કહ્યું કેઃ—

એરે મંડાણનું મુળ હરિ ઇચ્છારે, કૃપા વિના સિદ્ધ ન થાય રે,
શ્રીવલ્લભ શરણ થકી સૌ પડે સેહેલુરે દૈવી જન પ્રત્યે દયો ગાયરે;
નિશ્ચેના મેહેલમાં વસે મારો વાલમો રે,
વસે વૃજલાડીલોરે જેરે જાય તે ઝાંખી પામશે રે.

મિતિ સંવત ૧૯૮૬ ના
મહાસુદ ૫ (વસંતપંચમી)
નડીઆદ.

લી. સર્વ ભગવદીયોના દાસનો દાસ
દીનદાસ.
શા. ભગવાનદાસ ચુનીલાલ
ના કોટીશઃ ભગવદ્દસ્મરણ.

# અનુક્રમણિકા.

## પુસ્તકો મળવાનાં ઠેકાણાઃ—

| નામ. | ઠેકાણું. | ગામ. |
| --- | --- | --- |
| ૧ શા. ભગવાનદાસ ચુનીલાલ | શ્રી કોટયર્ક મંદિર | પોસ્ટ વીજાપુર (ઉ. ગુજરાત) |
| ૨ દેસાઇ લલ્લુભાઇ છગનલાલ | રીચીરોડ નં. ૧૧૦ | અમદાવાદ |
| *૩ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય | મોટા મંદિર પાસે | નડીઆદ |
| ૪ સૌ. વીજળીબાઇ લાયબ્રેરી | શ્રીકલ્યાણરાયજીના મંદિર પાસે | વડોદરા |
| ૫ ભ. પૂનમચંદ સાંકળચંદ દોશી | મોડાસા હાઇસ્કુલ | મોડાસા, વાયા તલોદ |
| ૬ ભ. કૃષ્ણદાસ પુરૂષોત્તમદાસ સુગંધીજી | છીપી ચાલ | મુંબઇ નં. ૨ |
| ૭ ભ. મણીલાલ જગજીવનદાસ દેસાઇ | પાઠશાળા | ગોધરા |
| ૮ ભ. મણીલાલ લલ્લુભાઇ | બજારમાં | પ્રાંતીજ |
| ૯ ભ. ચુનીલાલ કૃષ્ણશંકર બુકસેલર | ત્રીજો ભોઇવાડો મોટું મંદિર | મુંબઇ નં. ૩ |
| ૧૦ ભ. ચુનીલાલ ગિરિધરદાસ વીસા | છબીલાજીની હવેલી | ભાવનગર |
| ૧૧ શ્રી પુષ્ટિમાર્ગીય પાઠશાળા | શ્રા ગોસાઇજીનું મંદિર | ઉમરેઠ |
| ૧૨ ભ. ગોપાલદાસ ગિરિધરદાસ | મોટું મંદિર પ્રસાદી ભંડાર | સુરત |
| ૧૩ ભ. જીવણલાલ મુળજીભાઈ | ધોળી કુઇ | પેટલાદ |

---

* આ પુસ્તકાલયમાં પુષ્ટિમાર્ગના સંસ્કૃત તેમજ પ્રાકૃત દરેક ગ્રંથે વ્યાજબી ભાવે મળે છે.

## अखंड भूमंडलाचार्य जगद्गुरु श्रीमद्वल्लभाचार्यजी



प्राकट्य, सं. १५३५ चैत्र कृष्ण ११

मायावादिकरीन्द्र दर्पदलने नास्येन्दुराजोद्गता।
श्रीमद्भागवताख्य दुर्लभसुधा वर्षेण वेदोक्तिभिः॥
राधावल्लभ सेवया तदुचित प्रेम्णोपदेशैरपि।
श्रीमद्वल्लभनामधेय सदृशो भावी न भूतोऽस्त्यपि॥

॥શ્રીકૃષ્ણાય નમઃ ॥

॥ શ્રીગોપીજવલ્લભાય નમઃ ॥

॥ શ્રીમદાચાર્યચરણકમલેભ્યો નમઃ ॥

॥ શ્રીગુસાંઇજીપરમદયાલચરણકમલેભ્યો નમઃ ॥

॥ શ્યામસુંદર શ્રીયમુને મહારાણીમૈયાને નમઃ ॥

**श्रीमद्वल्लभाचार्यजी**

( આચાર્યશ્રીમહાપ્રભુજીનું )

# ॥ श्रीवल्लभलीलामृत ॥

—— ◆◆●◆◆ ——

## ॥ मंगलाचरणम् ॥

चिंतासंतानहंतारो यत्पादांबुजरेणवः ॥
स्वीयानां तान्निजाचार्यान्प्रणमामि मुहुर्मुहुः ॥१॥

यदनुग्रहतो जंतुः सर्वदुःखातिगो भवेत् ॥
तमहं सर्वदा वंदे श्रीमद्वल्लभनंदनम् ॥२॥

वर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं ॥
बिभ्रद्वासः कनककपिशं वैजयन्तीं च मालाम् ॥
रन्ध्रान् वेणोरधरसुधया पूरयन् गोपवृन्दैः ॥
वृन्दारण्यं स्वपदरमणं प्राविशद् गीतकीर्तिः ॥३॥

सौन्दर्यं निजहृद्गतं प्रकटितं स्त्रीगूढभावात्मकं ।
पुंरूपं च पुनस्तदन्तरगतं प्रावीविशत् स्वप्रिये ।
सांश्लिष्टावुभयोर्बभौ रसमयः कृष्णो हि यत्साक्षिकं
रूपं तत्त्रितयात्मकं परमभिध्येयं सदा वल्लभम् ॥४॥

श्रीमद्वृंदावनेंदुप्रकटितरसिकानंदसंदोहरूप-
स्फूर्जद्रासादिलीलाऽमृतजलधिभराक्रांतसर्वोऽपि शश्वत् ॥
तस्यैवात्मानुभावप्रकटनहृदयस्याज्ञया प्रादुरासी-
द्भूमौ यः सन्मनुष्याकृतिरतिकरुणस्तं प्रपद्ये हुताशम् ॥५॥



# મંગળાચરણ પ્રાકૃતમાં.

## દોહરા.

શ્રીવલ્લભ ગુરુદેવને, નમુ શ્રી વિઠ્ઠલરાય;
કરો કૃપા શ્રીનાથજી, તો વલ્લભ ગુણ ગવાય. ૧
ગુણ ગાવા મન છે ઘણું, પણ નથી કાંઇ જ્ઞાન;
બાળ બુદ્ધિ પહોંચે નહિં, રીઝો શ્રી ભગવાન. ૨
અનંત કોટિ દેવના, દેવ તમેં મોરાર;
શિવ ઋષિ સનકાદિકને, શેષ આદિ અવતાર. ૩
રટે નિરંતર નાથજી, નામ આપનું સર્વ;
બ્રહ્મા ધ્યાન ધરે સદા, મુકીને નિજ ગર્વ. ૪
મુનિ નારદ સરસ્વતી, વ્યાસ આદિ અવતાર;
ગુણ આપના ગાય છે, મુકીને અહંકાર. ૫
અગમ્ય અગોચર છો પ્રભુ, આદ્ય નહિ ને અંત;
વેદ કહે છે એમ તો, ગજું શું મુજ ભગવંત ૬
એક આપને આશરે, રહ્યા થઇ જે દીન;
ભુલ્યા ભાન શરીરનું, થયા આપમાં લીન. ૭
ધન્ય ધન્ય એ વ્રજ ભક્તને, ગાયો ને ગોવાળ;
ધન્ય યમુનાં વ્રજ ભૂમિને રમીયા રાસ રસાળ. ૮
અષ્ટ સખાને ધન્ય છે, વૈષ્ણવ ચોરાશીય;
સેવ્યા સમર્યા આપને, તન મન ને ધનથીય. ૯
બસો ને બાવન પણ અન્ય બહુ વૈષ્ણવ;
કૃપાપાત્ર તે થઇ ગયા, કીધાં સૌ અર્પણ. ૧૦

ખેલ્યા આપશ્રી નાથજી, પ્રત્યક્ષ દેઇ દર્શન,
વારી જાઉં હું વારણે, ધન્ય એ વૈષ્ણવજન ૧૧
હું તો પામર જીવ છું, દોષ ઘણા મુજ માંહ્ય;
કરણી સાહામું જો જુઓ તો આરો નથી મોય. ૧૨
જ્ઞાન નથી કોઇ શાસ્ત્રનું, કર્યો નથી સત્સંગ;
પણ જો ગ્રહો પ્રભુ, તો લાગે કંઈ રંગ. ૧૩
પિંગલ પાઠ ભણ્યો નથી, નથી કાવ્યનું જ્ઞાન;
માત્રા ત્રોટક છંદ કંઈ, જાણું નહિ ભગવાન. ૧૪
તોયે કીર્તન આપનાં, કરવાનું મન થાય;
તે સૌ આપ કૃપાયથી, અને આપ ઇચ્છાય. ૧૫
માટે દોષ હશે ઘણા, તેવા કીર્તન માંહ્ય;
ક્ષમા કરી સુધારીને, વાંચે વૈષ્ણવરાય; ૧૬
કદી કોઇને રસમગ્ન કે, મોહક નવ જણાય.
તોયે હરિના ગુણ છે, જાણી પ્રેમે ગાય. ૧૭
વાણી સાદી ફીકી ને, ગ્રામ્ય જણાયે તોય;
શ્રી ગોવિંદના ગુણ છે, જાણી ગાયે કોય. ૧૮
વાંકી ચુંકી રોટલી-તોયે તનયાનીય;
મીઠી લાગે માતને, પિતાનેજ ઘણીય. ૧૯
આગીયો સૂર્યની આગળે, જરાય ન જણાય;
વિજળીનો ઝબકારો જ્યમ, વાદળમાંજ સમાય. ૨૦
જેવું તેવું ભગતડુ, ગુણ હરિના ગાય;
છાશીયુ સોનું પણ કંઇ, પિત્તળથી નવ જાય. ૨૧

હંસની દૃષ્ટિ રાખીને, જળને દૂર કરીય;
અમૃતમય પય જો પીએ, તો રીઝે શ્રી હરિય. ૨૨
ભર્યા સરોવરની મહીં, લીલ વળી જો હોય;
આઘીપાછી તે કરી, વાપરે જળ સૌ કોય. ૨૩
એમ આ દાસના કાવ્યમાં, હશે ઘણી ખામીય;
પણ મહાકવિઓ મને, રાખે અમી દૃષ્ટિય. ૨૪
તો આ પામર જીવને, થાય ઘણો આનંદ;
તો પૂરણ પ્રેમે કરી, ગવાય ગુણ ગોવિંદ ૨૫
નહિં ઇચ્છા કવિ પદ તણી, નહિં મેળવવા નામ;
કેવળ કૃષ્ણકૃપાજ એ ઇચ્છું હું સુખ ધામ. ૨૬
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ, ને શ્રી યમુનાં માય;
કૃપા કરો મુજ ઉપરે, તો આપના ગુણ ગવાય. ૨૭
બેઉ કર જોડી વિનવું, શ્રી ગોવર્ધન ધરણ;
દીનદાસને આપનો, જાણી રાખો શરણ. ૨૮

## સાખી.

શરણે રાખો શ્રી હરિ, હો શ્રીવલ્લભરાય;
મનોરથ મોટો મુજને, આપના ગુણ ગાવાય. ૧

## ધુન.

શ્રીવલ્લભ, વિઠ્ઠલ, શ્રીજી સ્વામી શરણ તમારે આવ્યોરે;
સંસાર સઘળો જુઠો જાણી હરિરસ મુજને ભાવ્યોરે. ૧
અનેક જન્મ આથડતાં મુજને, શ્રીવલ્લભ વિઠ્ઠલ મળીયારે;
કૃપાસાગર કિંકર કેરાં, ભાગ્ય હવે સૌ ફળીયાંરે; ૨

## ધોળ ૧.

'ગરુડે ચઢી આવજો ગિરિધારી' એ રાગ.

નમુ નંદલાલ શ્રીમહાપ્રભુજી,
વલ્લભ વિઠ્ઠલ શ્રીયમુનાજી. નમુ. ૧
અષ્ટ સખા હું લાગુ પાય,
વૈષ્ણવ ચોરાશી જે કહેવાય;
બસો બાવન થજો મને સહાય. નમુ. ૨
આપ સર્વ છો એક સ્વરૂપ,
પ્રકટયા ભૂવડે ભૂપના ભૂપ;
જેનો મહિમા છે અતિ અનૂપ. નમુ. ૩
અક્ષર આદ્ય અખંડ કહેવાય,
વ્યાપક રૂપ જે બ્રહ્મ મનાય;
અદ્વૈત ને તેજોમય માંહ્ય. નમુ. ૪
અધિકારી જેમાં લય થાય,
રૂપ વર્ણ વપુ નહિં જ્યાંય;
નહિં દષ્ટ પદાર્થજ જ્યાંય. નમુ. ૫
નિર્ગુણનો નિર્દોષ આય,
અટપટો એ માર્ગ કહેવાય;
ગુણ રસનાથી ના ગવાય. નમું. ૬
તેથી પુરુષોત્તમ અળગાય,
લીલા અચળ વિહાર છે જ્યાંય;
બ્રહ્મ જ્ઞાનીને મુક્તિ વાળાય. નમુ. ૭

તેઓ જાણે નહિ સ્વપનેય,
જ્યાં શ્રી વૃંદાવન મધ્યેય;
નિત્ય શશિ શરદ રેમ રહેય. નમું. ૮

શ્યામા શત દલ સુંદરિય,
મધ્ય બિરાજીને શ્રીહરિય;
ખેલે ખુબ લીલા કરીય. નમું. ૯

નિત્ય નૌતમ કરે લીલાય,
અધિકારીને દર્શન થાય;
હોય જો શ્રીકૃષ્ણ કૃપાય. નમું. ૧૦

ગાવા મહિમા તે ઇચ્છાય,
બુદ્ધિબળ ના પોહોચે જરાય;
શિવ વિરંચિ સરખા મુંઝાય. નમું. ૧૧

શેષ પણ સૌ જીભ્યાય,
નારદ વીણા ગ્રહિ કરમાંહ્ય;
હરતા ફરતા હરિ ગુણ ગાય. નમું. ૧૨

શુક સનકાદિક સરખાય,
વ્યાસ સરખાની મતિ મુંઝાય;
સરસ્વતી સ્મરે સદાય. નમું. ૧૩

વેદ સરખા ન પામેરે પાર,
નિગમ નેતિ કરેરે પોકાર;
તો શું ગજુ માઈ ગિરિધાર ? નમું. ૧૪

તુચ્છ જીવ હું કલિ મોઝાર,
અહંતા મમતાની ગ્રંથિ અપાર;
નથી પ્રપંચ છુટયો લગાર. નમું. ૧૫

શુદ્ધ ભાવને પુષ્ટિની રીત,
સેવી જાણું ના સાચીરે પ્રીત;
રહ્યો પ્રમાદમાં હું નિત્ય. નમું. ૧૬

ચલિત ઇંદ્રિયને મન ચલિત,
થાયે સ્મરણ ના એક ચિત્ત;
વિવેક ધૈર્યને આશ્રય રહિત. નમું. ૧૭

એવા દોષ તણો ભંડાર,
પાર આવે ના ગણતાં લગાર;
આપ દયાળુ પ્રાણ આધાર. નમું. ૧૮

માટે કૃપા જો આપની થાય,
વહાલા આપના ગુણ ગવાય;
પતિ વાણીના છો વ્રજરાય. નમું. ૧૯

થઇ શ્રુતિને ઇચ્છાય,
કરવા દર્શન ને રમવાય;
આવા લીલા એમણે ધરી કાય. નમું. ૨૦

રામાવતારમાં વરદાન,
ઋષિ મુનિને દીધાંરે દાન;
પૂરણ પુરુષોત્તમ ભગવાન. નમું. ૨૧

લીધો એમણે ત્યાં અવતાર,
ગોપી રૂપ થઇ વ્રજનાર;
અનુભવે થઇ તદાકાર. નમું. ૨૨

ગુણ ગાયા ને વ્રજની નાર,
અનુભવ્યા શ્રી સાક્ષાત્‌કાર;
અષ્ટ સખા આપનો અવતાર. નમું. ૨૩

ખેલ્યા ખુબ શ્રી ગિરિધરલાલ,
લાડ લડાવ્યા ગોપી ગોવાળ;
કીધા અધમોના ઉદ્ધાર. નમું. ૨૪

તેજ પ્રભુને થઇ ઇચ્છાય,
નિજ યશ પ્રગટ કરવાય;
પોતે પોતાની સેવાય. નમું ૨૫

દૈવી જીવો જે વિછુરેલા,
નિજ લીલામાં તેમને લેવા,
પુષ્ટિપંથને સ્થાનજ દેવા. નમું. ૨૬

પૂરણ બ્રહ્મશ્રી ગોલોકવાસી,
અષ્ટ સખાઓ દાસ ને દાસી;
પ્રકટ્યા ભૂતળે થઇ વ્રજવાસી. નમું. ૨૭

મૂળ પુરુષથી કરૂં વર્ણન,
કોણ દેશ ને કોણ વતન;
કોણ જ્ઞાતિ ને કોનારે તન. નમું. ૨૮

કહું ધોળ તે બીજાની માંહ્ય,
શ્રી મહાપ્રભુ જો કરો કૃપાય;
દીન દાસે તો ગુણ ગવાય. નમું. ૨૯

## સાખી.

વલ્લભ વલ્લભ કહો સઘ પડે સૌ સુલ્લભ,
વલ્લભની કૃપા વિના, જાણે સૌ દુર્લભ.

## ધુન.

શ્રીવલ્લભ, વિઠ્ઠલ, શ્રીજી સ્વામી ને શ્રીયમુનાજી;
શરણું એમનું સાચું મનવા, જુઠી સૌ બાજી. ૧
રટને રાધેકૃષ્ણ સદા તું, જો ચાહે સુખ સાચું,
અંત સમે કોઇ કામ નહિ આવે, હરિવિણ સૌ કાચું. ૨

## ધોળ ૨ જું.

સર્વ તજીને ભજીએ શ્રીગોવિંદને—એ રાગ.

શ્રીમહાપ્રભુજી પ્રગટ્યા ભૂતળ ઉપરે,
કરવા દૈવી જીવોનો ઉદ્ધાર જો;
કરણીં ના જોતાં કર ગ્રહ્યા જીવો તણા,
શરણે લેઇને ઉતાર્યા ભવ પારજો. શ્રી૦ ૧
તેમના મૂળ પુરુષથી વર્ણન કરૂં,
સાંભળજો તમે વૈષ્ણવ ધરીને ધ્યાન જો;
દેશ તેલંગ ને કાંકરવાડજ ગામ છે,
તેમાં પ્રકટ્યા પરમ પુનિત ભગવાન જો. શ્રી૦ ૨

યજુર્વેદી શાખા તૈત્તિરીયની વિષે,
ભારદ્વાજ ગોત્રી એ દ્વિજરાજ જો;
યજ્ઞનારાયણભટ્ટજ નામ છે એમનું,
અવતાર વેદનો સાક્ષાત્ મૂર્ત્તિમાન જો. શ્લો૦ ૩

આ યજ્ઞનારાયણ ભટ્ટ કાંકરવાડ નામના ગામમાં રહેતા હતા. અને તેઓ સભાઓ ભરીને વાદવિવાદની અંદર વેદાર્થ સમજાવીને સર્વને ચકિત બનાવતા તેથી કોઇ કહેતા કે એમને સ્મરણશક્તિ સારી છે, પરંતુ એથી વેદનો અવતાર છે એમ શાથી મનાય? માટે આપણે એમની પાસે એક પાડો લેઈ જઇએ અને જો તે પાડા પાસે વેદ બોલાવે તો ખરા, આમ ઈર્ષ્યાળુ વિદ્વાનોએ ચર્ચા ચલાવી, અને કેટલાક એવી રીતે ભેગા થઇ ભટજીની પાસે પાડો લેઇને ગયા અને કહ્યું જે આ પાડા પાસે વેદ બોલાવો, તે સાંભળી ભટજીએ પાડાને આજ્ઞા કરી કે તુર્ત પાડો વેદ ભણવા લાગ્યો તે જોઈ તમામનો સંદેહ ટળી ગયો. અને માયાવાદી ઈર્ષ્યાંખોર શરમાઇને ચાલ્યા ગયા. આવા ચમત્કારો ભટજીએ ઘણા બતાવ્યા છે. વળી પોતે સોમયજ્ઞો ઘણી વખત કરતા, પ્રથમ યજ્ઞ કર્યો ત્યારે કુંડમાંથી અલૌકિક વાણી થઇ કે તમારાજ કુળમાં સો ૧૦૦) સોમયજ્ઞ પુરા થશે ત્યારે પોતે સાક્ષાત્ પૂરણ પુરુષોત્તમ ભગવાન વિષ્ણુ અવતાર ધારણ કરશે. આ સાંભળી ભટજીને તથા દરેકને ઘણોજ આનંદ થયો, અને ભટજીએ યજ્ઞો કરવાના શરૂ રાખ્યા, એમ કરતાં

૩૨) બત્રીસ યજ્ઞો જ્યારે પુરા થયા ત્યારે ભટજી પોતે સ્વધામમાં પધાર્યા તેમના પુત્ર ગંગાધર ભટ એ શિવજીનો અવતાર હતા, જેમના કેશમાંથી ગંગાજીની માફક જળની ધારાઓ છુટી હતી તેમણે ૨૮) અઠ્ઠાવિશ યજ્ઞો કર્યા અને પોતે સ્વધામમાં પધાર્યા. તેમના પુત્ર સાક્ષાત્ ગણપતિનો અવતાર નામે ગણપતિ ભટ હતા તેમણે પણ યથાનામા તથા ગુણા એવાજ ચમત્કારો બતાવી ૩૦) ત્રીસ યજ્ઞો કર્યા અને સ્વધામમાં પધાર્યા; તેમના પુત્ર સૂર્યનો અવતાર નામે વલ્લભભટ હતા, તેમણે સાયંકાળના સમયે પ્રભાતનો પહોર દિવસ ચઢયો હોય તેવો ચમત્કાર બતાવ્યો હતો, તેમણે પાંચ સોમયજ્ઞો કર્યા હતા બાદ પોતે પણ સ્વધામમાં પધાર્યા તેમના પુત્ર:—

## ધોળ ૨ જું.

રાગ ચાલુ ( ઉપરનો )

તેમના પુત્ર શેષ તણા અવતાર એ,
નામે લક્ષ્મણભટજી જે પ્રગટયાય જો;
પંડિત પૂરા વેદ અને શાસ્ત્રો મહીં,
સુશર્માની ઇલ્લમા પરણ્યાય જો. શ્રીમહાપ્રભુજી. ૪
પરંપરાથી યજ્ઞો પંચાણુ થયા,
બાકી પાંચજ કીધા છે પૂરાય જો;
સોમયજ્ઞ શત પુરા થયા એમ જ્યારે,
છેલ્લો યજ્ઞ પંદર બત્રિસ માંહ્ય જો. શ્રી. ૫

ચૈત્ર શુકલ પક્ષ નવમીને સોમવાર છે,
પુષ્પ નક્ષત્રને અભિજીત છે યોગ જો;
મધ્યાહ્નકાળે યજ્ઞ સમાપ્તિને સમે,
વાણી અલૌકિક થઈ છે તે સંયોગ જો; શ્રી. ૬

**સાખી.**

વાણી અલૌકિક ત્યાં થઇ, સાંભળતાં સૌ નાય,
પુરુષોત્તમ પ્રભુ પ્રગટશે, ભટજીના ઘરમાંહ્ય. ૧

આ સાંભળી સભામાં આનંદ આનંદ છવાઇ રહ્યો, અને જય જયકારના શબ્દો થવા લાગ્યા. ભટજીએ તુર્તજ સંકલ્પ કર્યો કે કાશીમાં જઈ સવા લક્ષ બ્રહ્મ ભોજન કરાવવું, અને તે મુજબ પોતાનું કુટુંબ તથા પોતાનાં ધર્મપત્ની તથા પોતાના શિષ્યોને લેઇ સંવત ૧૫૩૨ ના ચૈત્ર માસમાં ઘણા ધન સાથે કાશી તરફ જવા સારૂ નિકળ્યા. કાંકરવાડથી સાતેક મજલ પહોંચતાં ભૃગુસાર્થક નામનુ ગામ આવ્યું ત્યાં ત્રણ દિવસ રહ્યા, એકાદશીની રાત્રિએ શ્રીગોવર્ધનનાથજી શ્રીસ્વામિનીજી સહિત પધાર્યા અને સ્વપ્નમાં ભટજીને દર્શન આપ્યાં અને કહ્યું જે તમો કાશીમાંથી પાછા ફરશો ત્યારે ચંપારણ્યની માંહ્ય તમારે ત્યાં હમારૂ પ્રાગટય થશે, તેથી તમોને હું આ એક ઉપરણો આપુ છું તે એ બાળકને ઓરાડજો અને આ તુલશીની માળા આપું છું તે તેના કંઠમાં ધારણ કરાવજો અને આ તાંબુલની બીડી આપું છું તેની ગળસુતી કરીને તે બાળકને પાન કરાવજો એમ કહીને ( આજ્ઞા કરીને )

## સાખી.

અંતર ધ્યાન થયા હરિ, ને જાગ્યા વર જ્યારે,
દીઠી ચીજો સર્વ તે, હર્ષાયા ભારિય. ૧

## સવૈયા.

ત્યાંથી ભટજી આગળ ચાલ્યા, ભીમરથીને ઉજ્જેણ ભણી;
કરી યાત્રા શ્રી પુષ્કરજીની, પછી આવ્યા પ્રયાગ ભણી. ૧
ભારદ્વાજનો આશ્રમ છે ત્યાં, ભટજી ચાલ્યા છે દર્શન;
ભટજીને જોઇ ભારદ્વાજ ત્યાં, થયા છે ઘણાજ પ્રસન્ન. ૨
પ્રસન્ન થઈ ઋષિ બોલ્યા જે—

## ધોળ.

રાગ કલ્યાણ.

ભાગ્ય તણો નહિં પાર, હો ભટજી ભાગ્ય તણો નહિં પાર;
આનંદ થાયે અતિ ઘણો મુજને, તમો વસુદેવના અવતાર. હો. ૧
પ્રાગટય થાશે તમ ઘેર હાવે, શ્રીગોકુળ પ્રાણ આધાર હો. ૨
આ સ્થળ છોડીને હવે ભટજી, પધારો કાશી મોજાર. હો. ૩

આ સાંભળી ભટજી ઋષિને પ્રણામ કરી પોતાના આશ્રમ ઉપર આવ્યા. ભટજી એક મહાપુરુષ છે એમ સમજીને તે સ્થળનો એક કૃષ્ણદાસ નામના શેઠ પુત્રોની આશાએ ભટજીની પાસે આવ્યા અને વિનયથી પુત્રની પ્રાપ્તિ માટે તેણે ભટજીને પ્રાર્થના કરી એટલે ભટજીએ તેને આશીરવાદ આપ્યો.

## ઘોળ.

### તું તો હરિભજ હરિભજ અંધા એ રાગ.

ત્યાંથી ભટજી થયા વિદાય, આવ્યા કાશી નગરની માંહ્ય;
ઘર એક સુંદર રાખીને ત્યાંય, રહ્યા કુટુંબ સહિતજ જ્યાંય. ૧
કરી વિશ્વનાથનાં દર્શન, આદરીયાં છે અન્ન ભોજન;
સવાલક્ષ પુરા થયાં જ્યારે, એક વિઘ્ન આવ્યું છે એ વારે. ૨

વિઘ્ન એવું આવ્યું કે યવનોનો પાદશાહ દિલ્હી આવી પહોચ્યો છે અને ભારે તોફાન મચાવી રહ્યો છે અને હવે કાશીમાં પણ તુર્તમાંજ આવશે આવી ખુમ આવી તે સાંભળી નગરના રહેવાશી તમામ લોકો પોતાના કુટુંબ સહિત કાશીનગર છોડી અન્ય સ્થળે ભાગવા લાગ્યા તે જાણી ભટજીએ પણ પોતાના કુટુંબ સાથે કાશી છોડી અન્ય સ્થળે જવાનું યોગ્ય ધાર્યું તેથી પોતે ત્યાંથી પ્રયાણ કર્યું.

## ધુન.

વલ્લભ, વલ્લભ, મુખથી કહોને ટેક.
વલ્લભ શરણે સુખથી રહોને. ૧

વલ્લભ શરણુ છે સુખકારી,
ટાળે ભવનાં સંકટ ભારી. ૨

વલ્લભ વિઠ્ઠલ છે એક એક,
રાખે શરણાગતનો ટેક. ૩

## ધોળ.

કેહારી રહ્યા માડી—એ રાગ.

શ્રીલક્ષ્મણ ભટજી થયા વિદાય,
સગર્ભા નિજ પત્નીની સાથે;
આવ્યા ચંપારણ્યમાં જ્યાંય. શ્રી૦ ૧

સાતમે માસે શ્રાવ થયો છે ગર્ભ તણો તે જગાય,
લપેટી ફુલ પાનની માહે;
વૃક્ષ શમીનું છે જ્યાંય. શ્રી૦ ૨

## સાખી.

ગર્ભજ ધરીયો છેજ ત્યાં, શમી વૃક્ષની માંહ્ય;
ત્યાથી આગળ ચાલીયા ચૌડા નગર છે જ્યાંય.

ચૌંડા નગરમાં આવીને ભટજી કુટુંબ સહિત રહ્યા એવામાં કાશીના તોફાનની સમાધાની અને શાન્તિ થયાના સમાચાર મળ્યા એટલે પાછા પોતે કાશી તરફ જવા સારૂ નિકળ્યા. રસ્તામાં આવતાં ચંપારણ્યમાં જ્યાં પેલો ગર્ભ રાખ્યો હતો ત્યાં ભટજી તથા ઇલ્લમારુજી આવ્યાં અને જુએ છે તો ફરતાં ચાળીશ હાથની અગ્નિની જ્વાળાઓની મધ્યમાં એક તેજના પુંજરૂપી બાળક ખેલી રહ્યો છે તે ઈલ્લમાજીએ જોયો કે તત્કાળ પોતાના સ્તનમાંથી દુધની ધારાઓ છુટી તે બાળકના મુખમાં પડવા લાગી ત્યારે ઈલ્લમાજી પોતાના સ્વામી ભટજીને વિનંતિ કરે છે કેઃ—

## ધોળ.

રાગ કેદારો—રહ્યો મોહી શ્રીવલ્લભ એ રાગ.

સ્વામીજી બાળક છે આ મહારો,
મુજ સ્તનમાંથી જઇ પડે છે, તેના મુખમાં પયની ધારો;
સ્વામીજી. ૧

ત્યારે ભટજીએ કહ્યું કે, જો એ હશે તમારો,
અગ્નિ તમોને માર્ગજ દેશે, કરી સ્તુતિને પધારો;
સતી શંકા જરા ન વધારો. ૨

એટલે ઇલ્લમાજીએ સ્તુતિ કરી કે તુર્ત અગ્નિએ માર્ગ આપ્યો એટલે ઇલ્લમાજીએ તે બાળકને પોતાના ઉત્સંગમાં લેઇ સ્વપ્નમાં મળેલ તાંબુલ બીડીની ગળસુતી કરી પાન કરાવ્યું અને તુળશીની માળા કંઠમાં ધારણુ કરાવી અને ઉપરણો ઓરાઢયો તેજ સમયે ત્યાં:—

## સાખી.

પુષ્પ તણી વૃષ્ટિ [illegible]ને, આનંદ હધિ ઉછળયોય;
તિમિર ટળ્યાં સૌ [illegible]ષ્ટિનાં, ભાગ્યોદય થયોય. ૧
સંવત પંદર પાંત્રીશને, ચૈત્ર કૃષ્ણુ દશ એક,
સૂર્ય વારે પ્રભુ પ્રગટીયા રાખવા વૈષ્ણવી ટેક. ૨

આજ વર્ષ આજ માસે આજ દિવસે આજ ઘડીએ અને આજ પળે શ્રીગિરિરાજ ઉપર સાક્ષાત્ શ્રીમદ્ ગોવર્ધનનાથ બીજા સ્વરૂપે સદુપાન્ડે આદિ વ્રજવાસીઓને શ્રીમુખનાં

દર્શન આપી પ્રગટ થયા જેનું વિશેષ વર્ણન આગળ આવશે. પરંતુ આ સમયે ચંપારણ્યમાં શ્રીના પ્રાકટ્યના આનંદનો અવધિ રહ્યો નહિ તે વિષેઃ-

## ધોળ.

શ્રીમહાપ્રભુજી પ્રગટ્યા ભૂતલ ઉપરે, એ રાગ.

શ્રી કહું શોભા ચંપારણ્યની તે સમે !
પૂરણ બ્રહ્મશ્રી મહાપ્રભુ પ્રગટ્યાના જો,
તેજ સમે ત્યાં પુષ્પ તણી વૃષ્ટિ થઇ;
આકાશમાં ઇંદ્રાદિ આવ્યાય જો. શ્રી કહું. ૧
દેવનાં દુંદુભિને વાજાં વિવિધ વાગીયાં,
નવ નિધિને આવી અષ્ટ સિદ્ધિય જો;
જય જયકારના શબ્દો આકાશે થયા,
નાચે ગણિકા ગંધર્વજ અતિય જો. શ્રી કહું. ૨
આનંદ ઉદધિ ઉમગ્યો અતિ અવનિ વિષે,
શીતળ મંદ સુગંધજ વાયરો વાયજો.
નદી નાળાંદિ સ્વચ્છ થયાં છે સર્વને,
શુભ નક્ષત્રને ગ્રહોનાં દર્શન થાય જો. શ્રી કહું. ૩
પશુ પક્ષી કલ્લોલ કરવા મંડી ગયાં,
જીવ જંતુ સૌ તજી વૈર સ્વભાવ જો,
શ્રીનંદરાયને ઘેરજ આનંદ જે હતો;
તેવો આનંદ ઉત્સાહને એ ભાવ જો. શ્રી કહું. ૪

આવી રીતે ચંપારણ્યમાં આનંદ છવાઇ રહ્યો. વળી આ શ્રીમહાપ્રભુજીના પ્રાગટ્ય સમયે હરજીવનદાસ નામના એક વૈષ્ણવ કે જેમની ઉમર ફક્ત વર્ષ પાંચનીજ હતી તેઓ પોતે દૈવી તથા લીલામધ્યપાતિજીવ હોઇ ભૂતલ ઉપર પધારેલા તેથી તેમને પોતાના ઘરમાં રહ્યા રહ્યા શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય થયાની ખબર પડી તેથી પોતાનાં માતુશ્રીની આગળ શ્રીમહાપ્રભુજીના પ્રાગટ્યની વધાઇ ગાઇ રહ્યા છે કે:—

ધોળ. રાગ–ધનાશ્રી.

પ્રગટે એ મા! શ્રીવલ્લભ દેવ! શ્રીલક્ષ્મણ ભટ,
ગૃહે વધાઇયાં! મંગલ સુહેલરા. ૧
ગાએ એ મા! ગીત રસાલ! સબે સુહાગિન આઇયાં,
બ્રાહ્મણ એ મા! વેદ પઢાય! દેત અસીસ સુહાઈયાં. ૨
મોતીના એ મા! ચોક પુરાયે! વંદન વાર વધાઈયાં,
ધન્ય વર એ મા! મંગલ ચાર! ધ્વનિ કલશ ફહેરાઇયાં. ૩
દેવ એ મા! દુદુંભિ બજાય! પહોપ અંજુલી બરખાઇયાં,
દીને એ મા! બહુ વિધ દાન! નરનારી પહેરાઇયાં. ૪
ધન્ય ધન્ય એ મા! ઇલ્લમામારૂ! આશા સબે પુંજાઇયાં,
સબ દિન એ મા! સુખ સંપત્તિરાજ! હરજીવન મન ભાઇયાં.

સાખી.

ચંપો ખીલ્યો ચંપારણ્યે મહેકાયો ચોદિશ,
પૃથ્વીને પાવન કરી શ્રીવલ્લભ જગદીશ. ૧

આવી રીતે શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યની સુવાસ ભૂતળ ઉપર દૈવી જીવોના હૃદયમાં ફેલાઈ ગઇ. આકાશમાંથી જેમ કોઇ એક મોટો તારો નીચે ભૂતળ ઉપર ખરે છે, ત્યારે જેમ સકળ ભૂતલવાસીની જાણમાં આવે છે તેમ આવા સાક્ષાત્ પુરુષોત્તમના પ્રાકટ્ય વિષે પોતે ભૂતળ ઉપર પધારે ત્યારે પોતાના દૈવી પોતપોતાના કૃપાપાત્ર ગમે તેટલા તેમના પ્રાગટ્યના સ્થળથી દૂર રહેતા હોય છતાં તે શુભ સમાચાર તેમના જાણવામાં આવ્યા સિવાય રહેતાજ નથી તે વૈષ્ણવ હરજીવનદાસે ગાયેલી વધાઇ સાબિત કરી આપે છે. ઉપરાંત સોરમ ક્ષેત્રમાં કેશવાનંદ નામના કોઇ એક યોગી રહેતા હતા, તેમણે શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય વિષે પોતાને જાણ થતાં પોતાના શિષ્યોને જણાવ્યું કે આ ભૂતળ ઉપર અત્યારે આ સમયેજ ( આ શુભ સમયેજ ) કોઇ એક ઠેકાણે સાક્ષાત્ પુરુષોત્તમ ભગવાનનું પ્રાકટ્ય થયું છે, આ સમે એ યોગીના શિષ્યો મધ્યે અધિકારી અને દૈવી કૃષ્ણદાસ પણ તેમના શિષ્ય તરીકે હતા તે આ વચનો સાંભળતાંજ ત્યાંથી ઉઠયા અને એ પ્રભુનાં દર્શન કરી તેમને શરણે જવાનો નિશ્ચય કરી પ્રભુની શોધ માટે ભૂતળ ઉપર વિચરવા લાગ્યા.

આવા પરમકૃપાળુ પુરુષોત્તમે પોતાના શ્રીમુખના આધિદૈવિક અગ્નિસ્વરૂપને શ્રીમદ્વલ્લભાચાર્યજીના સ્વરૂપે ભૂતળ ઉપર નિર્ગુણ ભક્તિની સ્થાપના કરી તેવડે જીવોનો

ઉદ્ધાર કરવા સારૂ પ્રકટ કર્યા. શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુસાંઇજીના પ્રાકટય વિષે તેમના શ્રીપુરુષોત્તમ સ્વરૂપે પ્રકટ થવાનાં પ્રમાણો શાસ્ત્રપુરાણોમાંથી પણ મળી આવે છે તેમાંનાં કેટલાંક નીચે આપવામાં આવ્યાં છે:—

(૧) અગ્નિ પુરાણના ભવિષ્યોત્તરખંડમાં કહે છે કે:-

अग्निरूपो द्विजाचारो भविष्यामीह भूतले ॥
वल्लभो ह्यग्निरूपः स्याद्विठ्ठलः पुरुषोत्तमः ॥

**અર્થ**:—આ ભૂતળ ઉપર બ્રાહ્મણોના આચાર પાળનાર અગ્નિરૂપ શ્રીવલ્લભ નામે થઈશ અને તે ઉપરાંત તેમના તનુજ विठ्ठल નામે હું પુરુષોત્તમરૂપે થઈશ.

(૨) અગ્નિસંહિતાના ચઉદમા અધ્યાયમાં કહ્યું છે કે:-

धनुर्मासेऽथ कृष्णेनुनवम्यां मुनिसत्तम ।
गोप्यावतारः कृष्णस्य द्विजरूपेण भूतले ॥
भविष्यति महाप्राज्ञो दैवप्रोद्धरणाय च ॥
वल्लभस्य गृहे नूनं गिरिराजधरो हरिः ॥

**અર્થ**:—ભૂતળ ઉપર દૈવી જીવોનો ઉદ્ધાર કરવા માટે (વ્રજ) પોષ વદી ૯ ના દિવસે શ્રીમદ્વલ્લભાચાર્યજીને ત્યાં પરબ્રહ્મ શ્રીગિરિરાજ ધરનારા શ્રીકૃષ્ણજન્મ હાપંડિત બ્રાહ્મણરૂપે ગુપ્ત અવતાર ધરશે.

(૩) શ્રીસનત્કુમાર સંહિતામાં કહ્યું છે કે:—

करुणारसभावज्ञो लीलाकरणतत्परः ।
सदानंदमयो देवो यशोदानन्दनो हरिः ॥
विप्रवेषेण दैवानामुद्धारार्थे ।
विट्ठलेशोद्भुतनाम तापत्रयविनाशकम् ॥

**અર્થ**:—કરુણા રસના ભાવને જાણવામાં કુશળ, વિવિધ લીલાઓ કરવામાં પણ કુશલ, સદાનંદ શ્રીયશોદાજીના તનય श्रीकृष्णप्रभु स्वयं દૈવી જીવોના ઉદ્ધારાર્થે, બ્રાહ્મણ રૂપે થશે. અને विट्ठलेश એવા અદ્દ્ભુત નામથી ઓળખાશે. અને તે નામથી દૈવી જીવોના ત્રિવિધ તાપ દૂર થઇ જશે.

(૪) ગૌરી તંત્રમાં કાળ માહાદેવે કહ્યું છે કેઃ—

पोषकृष्णनवम्यां च विट्ठलेशेतिसंज्ञकः ।
भविष्यति कलौ मध्ये प्रथमं नन्दनन्दनः ॥

**અર્થ**:—(વ્રજ) પોષ કૃષ્ણ નવમીના દિવસે કલિયુગના મધ્યમાં નંદના નંદન श्रीकृष्ण विट्ठलेशના નામથી પ્રકટ થશે.

(૫) બ્રહ્માલયમાં કહ્યું છે કેઃ—

पौषकृष्णनवम्यां च अवतारी हरिर्द्विज ॥
भविष्यति द्विजाचारो फलरूपमहाद्भुतं ॥

**અર્થ**:—હે બ્રાહ્મણો, કલિયુગના પ્રથમ ભાગમાં પૌષ વદી ૯ ગુર્જર માગશર વદી ૯ ને દિવસે શ્રીમદ્દવલ્લભાચા-

યજીને ઘેર પરમ અલૌકિક મહા અદ્‌ભુત રીતે શ્રીકૃષ્ણપ્રભુ અવતાર ધરી પ્રકટ થશે. ઉપરાંતઃ—

(૬) શાંડિલ્યસંહિતામાં પણ પોતાના પુરુષોત્તમસ્વરૂપે પ્રકટ થવાનાં પ્રમાણો છે પરંતુ ગ્રંથ વધી જવાના ભયથી તેના મૂળ શ્લોક નહિં આપતાં અત્રે તેનો ટુંક સાર (અર્થ) આપવામાં આવે છે.

અર્થઃ—"ભક્તિની વૃદ્ધિ માટે સંપ્રદાયની રક્ષા ઇચ્છનારા અને ચારે વેદના અર્થમાં કુશળ એવા યોગીઓના સ્વામી ભગવાનના મુખમાંથી ઉત્પન્ન થયેલા શ્રીમદ્‌-વલ્લભાચાર્યજી મહાપ્રભુજી પ્રગટ થશે, અને તે ગોકુળમાં રહીને ભક્તિની વૃદ્ધિ કરશે અને ગોવર્ધન ઉપર મોટા મહાત્માઓ સહિત આવીને નિર્ગુણ ભક્તિ વધારશે. અને ભગવાન ઉપર ઘણોજ પ્રેમ રાખનારા ભગવાનના ધ્યાનમાં તત્પર એવા શિષ્યો સહિત નિર્ગુણ ભક્તિમાર્ગને વધારતા છતા પૃથ્વી ઉપર ફરશે, અને ભગવદ્‌રસમાં ડુબેલા પોતાના આચાર પ્રમાણે ચાલનાર સર્વ પ્રાણી માત્રના મિત્ર, અને વેદનેજ મુખ્ય પ્રમાણ માનનારા ભક્ત જીવોનો આ ઘણોજ ઉત્તમ માર્ગ (પુષ્ટિમાર્ગ) કેટલાક ભાગ્યવાન જીવોમાં પ્રવર્તશે, અને તે શ્રીમદ્ આચાર્યજી અનેક પ્રકારનાં આશ્ચર્ય-કારક ચરિત્રો કરીને તે ભક્તિની વૃદ્ધિ કરવાને પોતાની કુળ પરંપરા સ્થાપશે, અને દૈવી જીવોનો ઉદ્ધાર કરીને ભગવા-

નને પ્રસન્ન કરશે:-વળી તે ઉપરાંત ભક્તરાજ નરસિંહ મહેતા કે જેઓ શ્રીમહાપ્રભુજીના પ્રાકટયની અગાઉજ થઇ ગયા છે તેમણે પણ પોતાના એક કીર્તનમાં ભવિષ્યવાણીમાં ગાયું છે કે:—

રાગ–પ્રભાત.

" શ્રીવલ્લભ, વિઠ્ઠલ ભૂતલે પ્રગટશે, પુષ્ટિમારગ તે વિશદ કરશે;
દૈવીજન એ તણી શરણ જે આવશે, વિના સાધન ઉદ્ધાર કરશે. "

આમ શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુંસાઇજીના પ્રાકટય વિષે ઘણાંજ પ્રમાણો ( તેમના પ્રાકટય થતા પહેલાંનાં ) છે:-

આ સમયે ચંચારણ્યના રાજાનો કારભારી નામે કૃષ્ણ-દાસ શેઠ કે જેમને લક્ષ્મણભટજીના આશીર્વાદથી પુત્રની પ્રાપ્તિ થઇ હતી તેમણે ચૌડા નગરમાં ભટજીને સૂતિકાગૃહ વગેરેમાં જોઇતી સહાય અને સગવડ કરી આપી ત્યાં પોતે લક્ષ્મણભટજી ઇલ્લમાગારુજી સહિત રહ્યા અને ત્યાં તૈત્તિરીય શાખાની રીત પ્રમાણે યોગ્ય સંસ્કારો તથા વિધિ કરાવી તેમનું નામ નિચે મુજબ રાખ્યું:—

ધોળ:–રાગ કલ્યાણ.

નામ "શ્રીવલ્લભરાય" આ લાલજીનું નામ શ્રી "વલ્લભરાય, "
પ્રાણથી પ્યારા માતપિતાને, એ શ્રી વ્રજના રાય. આ લાલજી. ૧
દૈવી નામ " શ્રીકૃષ્ણપ્રસાદ " ને–જનાર્દન કહેવાય;
નક્ષત્રનામ "શ્રીવિષ્ણુ" હતું પણ, "વલ્લભ" સૌ કહેવાય. આ. ૨

તેવા "વલ્લભ" શ્રીજીકેરાને, પ્રાણધનજ એમનાય,
શ્રીકૃષ્ણાસ્ય કૃપાનિધિ, ભૂતળપર પ્રકટયાય. આ લાલજી. ૩
ધન્ય ભાગ્યને ધન્યજ જીવો શરણે જે આવ્યાય,
દીન દાસ કહે આ ભવમાંથી, પારજ તે ઉતયાય. આ. ૪

## સાખી.

" વલ્લભ વલ્લભ " કહો સદા, પડે સો સુલ્લભ.
વલ્લભની કૃપાવિના, જાણો સો દુર્લભ. ૧

## ધુન ૧.

જય જય ગોપીજન વલ્લભ, જય જય ગોવર્ધન ધારી,
જય જય વલ્લભ વિઠ્ઠલ, પુષ્ટિ સૃષ્ટિને તારી. ટેક.

## ધુન ૨.

ભજ મન, વલ્લભ વિઠ્ઠલ, શ્રીજી,
સેવો સદા શ્રીયમુનાજી. ભજમન. ૧

વૃદ્ધિ નિવૃત્તિ થયા બાદ લક્ષ્મણભટજી પરિવાર સહિત પાછા કાશીમાં ગયા અને ત્યાં રહેવા લાગ્યા. શ્રીમહાપ્રભુજીના પ્રાકટયનો સમય કેવો હતો ? તે લક્ષ્મણભટજી પોતાનાં સગભાપત્નીને લેઇ નગર છોડયું તે સાબીત કરી આપે છે. જેની વિશેષ માહિતી ભરતખંડના ઇતિહાસનું અવલોકન કરવાથી થશે. છતાં શ્રીમહાપ્રભુજીએ " શ્રીકૃષ્ણાશ્રય " નામના ગ્રંથમાં તે સમયનો ચિતાર આપેલો છે તેનો સાર નીચે મુજબ છે. ભગવાને ગીતાજીમાં પણ કહ્યું છે કે:—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहं ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

(અર્થ) જ્યારે જ્યારે ધર્મની ક્ષીણતા થાય છે અને અધર્મનું જોર વધે છે ત્યારે હું અવતાર ધારણ કરૂં છું.

સાધુઓનું સંરક્ષણ કરવા દુષ્ટનો વિનાશ કરવા અને ધર્મનું સારી રીતે સ્થાપન કરવા માટે હું યુગે યુગે અવતાર લઉં છું:-

આ વચનામૃત અનુસાર કલિયુગમાં જ્યારે પાખંડ અને માયામતનો ફેલાવો વધી જતાં વેદધર્મ નષ્ટ થઇ અજ્ઞાનરૂપી અંધારૂ ફેલાતાં પોતાના દૈવી જીવો પણ આ કલિકાલના વાતાવરણમાં ઘસડાઇ મુઝાવા લાગ્યા ત્યારે તે (અજ્ઞાનરૂપી અંધકારનો) નાશ કરી શુદ્ધાદ્વૈત પુષ્ટિભક્તિમાર્ગની સ્થાપના (શ્રીમદ્‌આચાર્યસ્વરૂપે પ્રકટ થઇ) કરી પોતાના દૈવી જીવોને શરણે લીધા. તે દયાળુ શ્રીમદ્ આચાર્યજી મહાપ્રભુજી કયારે પ્રકટ થયા ? તે વિષેનું

ધોળ:—રાગ વણઝારો.

માર્ગ નષ્ટ થયા સૌ જ્યારે, શ્રીમહાપ્રભુજી પ્રકટયા ત્યારે; ટેક.
વાયો કળીનો વાયરો જ્યારે, ઘેરી ભૂમિ અધર્મે એવારે.
કર્મ ધર્મ લોપાયા ત્યારેરે, પ્રકટયા શ્રીમહાપ્રભુ સાક્ષાત;
ઉગ્યો સૂર્ય ને થયું પ્રભાત: માર્ગ. ૧

શુદ્ધ ગણાતા દેશોય, તેમાં ભરાયા મ્લેચ્છોય;
પુંજ પાપ તણો થયોયરે, ત્યારે પ્રકટયા પૂરણકામ.
વલ્લભ ગોપીજન ઘનશ્યામ: માર્ગ. ૨

ગંગા આદિ પણ તીર્થોય, વિંટઇ વળ્યા ત્યાં દુષ્ટોય;
માહાત્મ્ય તિરોહિત થયાંયરે, ત્યારે વલ્લભ વાહારે.
ધાયા દૈવી જીવોનાં દીલ હરખાયાં: માર્ગ. ૩

કરતા મ્લેચ્છો અત્યાચાર, સકળ હિંદ તણી મોઝાર,
કરતા ભ્રષ્ટ સૌને તે વારરે, તેવા વશ કર્યા રાજાય;
મોહ્યા સિકંદર સરખાય: માર્ગ. ૪

હૈયાં હિંદુનાં બિડાયાં, ખીલ્યાં કમળ તે કરમાયાં,
તિમિર તોફાને છવાયાંરે, મળે શાન્તિ ન જગમાં ક્યાંય;
ત્યારે પ્રકટયા શ્રીવલ્લભરાય: માર્ગ. ૫

સંત પુરુષોની પણ માંહ્ય, વધી અહંતા ને મમતાય,
બન્યા મૂઢ ને પાપી થયાયરે, ત્યારે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ;
પ્રકટયા વલ્લભ દીનદયાળ: માર્ગ. ૬

તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથ, અને પૌત્ર શ્રીગોકુલનાથ,
બીજા વંશજ પણ સાક્ષાતરે, અંશ ઇશ્વરનાજ;
હતાય દિલ્હીપતિ પણ નમતાય: માર્ગ. ૭

અકબર જહાંગીર પણ જેવાય, તેમના ઐશ્વર્યથી મોહવાય,
એવા પ્રતાપી અતિ થયાયરે, નિંદે માર્ગજ તે દુષ્ટોય;
પથ્થર જનુની પેટ પડયોય: માર્ગ. ૮

જો ના પ્રગટયા હોતજ એહ, તો શી હિંદની હોય વલેય,
ક્યાંથી કૃષ્ણને ભજતેય, ક્યાંથી આચાર ને વિચાર;
હોત આ હિંદ તણી મોઝાર: માર્ગ. ૯
એવો માર્ગ શ્રીવલ્લભવરનો, જાણો થાય જે એમના ઘરનો,
બીજા બાહારથી ફાંફે ધૂળરે, માંડી પડ્યા તે માણે સુખ-
જેને અંતરનું છે દુઃખ: માર્ગ. ૧૦
કર જોડી કહે દીનદાસ, વ્હાલા આપો વ્રજમાં વાસ,
મારા દોષ ના જોશો અવિનાશરે, ભર્યા દોષોના ભંડાર;
આપ અધમોના ઉદ્ધાર; માર્ગ. ૧૧

## સાખી.

શ્રીવલ્લભ દિનકર ઉગતાં, તિમિરજ ટળીયાંય;
ખીલ્યાં કમળ કરમાયલાં, ભાગ્ય સૌનાં ફળીયાંય. ૧

## ધુન ૧.

શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, શરણ તમારે આવ્યોરે;
સંસાર સઘળો જુઠો જાણી, હરિરસ મુજને ભાવ્યોરે. ૧
અનેક જન્મ અથડાતાં મુજને, શ્રીવલ્લભ વિઠ્ઠલ મળીયારે;
કૃપા સાગર કિંકર કેરાં, ભાગ્ય હવે સૌ ફળીયાંરે. ૨

## ધુન ૨.

ભજ મન વલ્લભ વિઠ્ઠલ શ્રીજી,
સેવો સદા શ્રીયમુનાંજી. ૧

આવી રીતે તે સમયે જગતમાં સઘળે તિમિર છવાઇ રહ્યું હતું તે શ્રીભક્તિમાર્ગાબ્જમાર્તંડના પ્રાકટ્યથી નાશ પામ્યું, અને સઘળે આનંદરૂપી ઉજાશ પડ્યો.

આ બાળકને શાસ્ત્રાવોધ પ્રમાણે તથા તેલંગ દેશની રીત પ્રમાણે માતા ઈલ્લમાગારુજીએ સૌ સગાંસંબંધીની સ્ત્રીઓને સાથે લેઇને શ્રીમહાપ્રભુજીને પોતાના ઉત્સંગમાં પધરાવીને ગંગાજીની પૂજા કરી. બાદ માતાજીએ ગંગાજીને પ્રાર્થના કરી કે:—

ધોળ—રાગ માઢ.

જય માત દયાળુ છોજ કૃપાળુ ગંગા મારી માત,
આશ ભરી હું આવી છું આરે, પુત્રને લઇ સાક્ષાત;
પતિત પાવન આપ છો તથા, એ છે જગવિખ્યાતરે. જય. ૧
તેથી હું આપને શરણે આવી, વિનવું લાગી પાય,
પુત્ર મારાનું સારૂજ કરજો, શ્રીગંગાજી મૈયાયરે. જય. ૨
વિનંતિ એમની સાંભળીને, જ્યાં છે ઇલ્લમામાય,
પ્રવાહથી વધી પ્રભુની પાસે, આવી ચરણ ધોયાંયરે. જય. ૩
પ્રવાહમાંથી અવાજ નિકળ્યો, ગંગાજી વદીયાંય;
પુત્ર તારો દિગ્વિજયી થાશે, સકળ જગતની માંહ્યરે. જય. ૪
એવું કહીને પ્રવાહ પાછો, ગયો ગંગા માંહ્ય;
ઇલ્લિમાએ સાંભળીને અતિ, આનંદિત થયાંયરે. જય. ૫

આ પ્રભુની પાસે રમવા માટે હાથી, ઘોડા, લાકડી, પૈસા, કુહાડી અને પુસ્તક વગેરે ધરવામાં આવતાં ત્યારે પુત્રનાં લક્ષણ પારણામાંથી એ મુજબ આપ હમેશ પુસ્તક ઉપાડી લેતા તેથી પંડિતોને ઘણો હર્ષ થયો.

વળી જ્યારે શ્રીમહાપ્રભુજીએ ભૂખંડીએ ચાલવાની શરૂઆત કરી ત્યારે એમના બન્ને ચરણોમાં વજ્ર, કમલ, શંખ, ચક્ર, ગદા, અંકુશ, ધ્વજા, ધનુષ્ય, જવ, કુંભ, લતા, મત્સ્ય, તોરણ અને પતાકા એ શુભ ચિન્હો દેખાતાં હતાં, આ બાળકનું ચકિત થવું, સુંદર નેત્રથી જોવું, હસવું, બેન, ભાઈ, માતા, વગેરેની સાથે સંભાષણ કરવું એ સઘળું અલૌકિક હતું.

એક દિવસ માતાજીના મનમાં વ્રજયાત્રાની ઈચ્છા થઈ તેથી લક્ષ્મણભટ્ટજીને વિનંતિ કરી કહ્યું કે—

### ધોળ

રાગ કલ્યાણ—નામ શ્રીવલ્લભરાય, એ રાગ.

વ્રજયાત્રા ઇચ્છાય સ્વામીજી મને, વ્રજયાત્રા ઇચ્છાય;
ગોકુળ મથુરાં વન ઉપવનને, પૂર્ણજ પરિક્રમાય. સ્વામીજી. ૧
સર્વ તીર્થોનાં દર્શન કરવા, ઉત્કંઠા મન માંહ્ય;
શ્રીયમુના પયપાનને સ્નાન, કરવાનું દીલ થાય. સ્વામીજી. ૨
શ્રીગોપીજનવલ્લભપ્રભુએ, કરી જે લીલાય;
કુંજનિકુંજ આદિ સ્થળો પણ, જોવાનું મન થાય. સ્વા. ૩
ઘણા દિવસો અહિં વહી ગયા ને, ચાલો જઈએ ત્યાંય;
આપણે યાત્રા કરી આવીને, રહીશું કાશી માંહ્ય. સ્વા. ૪
ઇલ્લમાની સાંભળી વિનતિ, ભટ્ટજી ત્યાં વદિયાય;
ઉપવીત પુત્રને ધારણ કરાવીને, જાશું વ્રજની માંહ્ય. સ્વા. ૫

આ સાંભળી ઇલ્લમાજી શાન્ત થયાં. બાદ એક દિવસે શ્રીમહાપ્રભુજીને પોતાના ઉત્સંગમાં લેઇને સ્તનપાન કરાવતાં હતાં.

## સવૈયા.

એક દિવસ શ્રીમહાપ્રભુને, ઉત્સંગમાં લઇને નિજમાત;
પાન કરાવે છે પય સ્તનનું, ત્યાં સાભળી આવી છે વાત. ૧
ધ્યાન થયું ત્યાં વ્રજ તીર્થોનું, અતિ આતુર દર્શનને કાજ;
નેત્રોમાંથી નીર વહે છે, જોયું શ્રીવલ્લભ મહારાજ. ૨
મુખ ફાડીને લીધી જૃમ્ભા, તેણે સમે ત્યાં મહાપ્રભુએય;
ગોકુળ ગોવર્ધન શ્રીયમુના, તીર્થો સૌ વ્રજનાં મુખમેય. ૩
દીઠાં છે શ્રીઇલ્લમાયને, પામ્યાં છે વિસ્મયજ ત્યાંય;
ભાન રહ્યું નહીં શરીરનું તે, તુર્તજ એ મૂર્છિત થયાંય. ૪
મૂર્છા પડતાં ઇલ્લમાએ, કહ્યું છે ભટ્ટજીને તેહ,
ભટ્ટજી કહે અવતાર હરિના, તે શું ભુલી જાઓ તમેય. ૫
પ્રાકટ્ય પહેલાં સ્વપ્નજ આવ્યું, ને પ્રકટ્યા એ અગ્નિમાંથીય;
એમની લીલા હોયજ એવી, વિસ્મય થાઓ છો શાથીય? ૬

ત્યાર બાદ કાશીવિશ્વેશ્વરે શ્રીમહાપ્રભુજીનો અવતાર થયેલો જાણીને મનમાં વિચાર કર્યો કે પ્રભુએ મને તો જગતને મોહ ઉત્પન્ન થાય એવા મતો રચવાની આજ્ઞા આપેલી છે અને પોતે જગતનો મોહ મટાડવા માટે કેમ પ્રગટ થયા હશે? વળી પોતે મનુષ્યદેહ ધારણ કરીને પ્રગટ થયા છે તો મારે પણ મનુષ્યરૂપે જઇને તેમનાં દર્શન

કરીને એ બાબતનો ખુલાસો મેળવવો જોઇએ, એમ વિચારી મહાદેવજી યોગીનો વેશ લેઈને સિંહનખનો એક સોનાથી મઢેલો કંઠલો લઇ લક્ષ્મણભટજીને ઘેર ગયા.

### સાખી.

વિશ્વેશ્વર યોગી રૂપે, આવ્યા ભટજી દ્વાર;
પ્રવેશ કરતાં રોકીયા, શિષ્યોએ તે વાર. ૧

### ધોળ—રાગ કાફી.

શિવજી આવીયારે, કરવા શ્રીવલ્લભ દર્શન,
સાથે લાવીયારે, સિંહ નખ મઢીને હેમ રતન. ટેક.
યોગી વેશ ધરીને જોવા, પેસે મંદિર માંહ્ય;
ભટજીના શિષ્યોએ રોકયા, દ્વારજ આગળ ત્યાંય. શિ. ૧
તે જાણ્યું શ્રીવલ્લભે ત્યારે, કરવા માંડયું રુદન;
છાના રાખ્યા રહે નહિં કેમે, શોચે ભટજી મન. શિ. ૨
જોશીએ બોલાવીને પુછયું, ગૃહ કેવા આનાય ?
જોશીઓએ જોશ જોઇને, કહ્યું કે છે સારાય, શિ. ૩
પણ રાખો જો કંઠે એમના, સિંહ નખ કંઠલોય;
સદાય સુખી રહે એ બાળક, રહેશે પણ છાનોય. શિ ૪
આજ્ઞા કીધી ભટજીએ ત્યાં, શિષ્યોને એ વાર;
લાવો કોઇપણ મુલ્યે કંઇથી, કંઠ લો આ વાર. શિ. ૫
શિષ્યો બહાર તપાસજ કરવા, જાય છે જે વાર;
સિંહ નખનો કંઠલો યોગી, પાસે છે તૈયાર. શિ. ૬

શું ન્યોછાવર કંઠલાનું આ, કહોને યોગીરાય;
યોગી કહે છે મારે હાથે, પેહેરાવું કંઠ માંહ્ય. શિ. ૭
પછી દેવું હોય તે દેજો, હુમણાં કહું નાહિં કાંઇ;
લક્ષાવધિ આપો પણ તમને, દેઊં ના કર માંહ્ય. શિ. ૮
કહ્યા સમાચાર શિષ્યોએ તે, ભટજીને તત્કાળ;
બોલાવ્યા યોગીને અંદર, આદરથી એ વાર. શિ. ૯
તેજ અલૌકિક યોગીનું જોઇ, વિસ્મય સૌ પામ્યાય;
આસન આપીને બેસાડયા, ને વલ્લભને લાવ્યાય. શિ. ૧૦
ઉભા થઇને યોગીરાયે, કંઠલો પહેરાવ્યોય,
પ્રણામ કરીને વિનતિ કરી જે, કેમ આ વેશ ધર્યોય. શિ. ૧૧
બોલવા શિખ્યા નહોતા તોયે, બોલ્યા વલ્લભરાય;
નિજ ઇચ્છા એમ અર્ધો શ્લોકજ, બોલ્યા છે પ્રભુ ત્યાંય; શિ. ૧૨
સાંભળીને સૌ વિસ્મય પામ્યા, આ તે શું કહેવાય?
કોઇ કહે બાળક ચમત્કારી, કોઇ કહે યોગીરાય. શિ. ૧૩
જેવો જેમનો ભાવ હતો તેમ સમજ્યા સર્વે મન;
કંસ અખાડે જેવા જોયા, તેવા અહીં સૌ જન. શિ. ૧૪

આ પ્રમાણે જ્યારે જ્યારે ઇચ્છા થાય ત્યારે ત્યારે શિવજી યોગીરૂપે શ્રીમહાપ્રભુજીને ખેલાવવાના મિષથી ખીલોનાં લેઇને પ્રભુની પાસે આવતા, ત્યારે પ્રભુ આનંદથી તેમની પાસે ખેલતા હતા.

શ્રીમહાપ્રભુજી પોતે બોલવાનું શીખ્યા પછી પોતે ધર્મના વિષયોમાં ધ્યાન આપવા લાગ્યા. તેઓ પોતે સાધુ,

સંન્યાસી અને પંડિતોની વચ્ચે ચાલતી ધર્મની વાર્તાઓ શ્રવણ કરતા. અને વખતે વચમાં બોલવાનું પણ સાહસ કરતા ધર્મ તરફ એમનું વલણ જોઇને તથા કોઇ કોઇ વખત ચમત્કારયુકત વચનો બોલતા સાંભળીને લક્ષ્મણ ભટજીની પાસે આવનાર સર્વ શાસ્ત્રીઓ અને પંડિતો એમને बालसरस्वती, અથવા वाक्पति, કહીને બોલાવતા, બાળપણમાં જયારે બીજાં બાળકો રાજા થવાની રમત કરતા ત્યારે શ્રીમહાપ્રભુજી પોતે ગુરુ થવાનું પસંદ કરતા, અને પોતાના બાળમિત્રોને અમુક રીતે ભણવાની અને શિક્ષા આપવાની રમત કરતા.

## ધુન.

શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામીને શ્રીયમુનાજી,
જેવો તેવો પણ શરણાગતને, આશ્રય નથી બીજી. ૧
શ્રીગુરુજીએ સોંપ્યો છે તે, સંબંધ વિચારોજી,
અનેક જન્મથી અથડાઉં છું, હવે મુજને તારોજી. ૨
દીનદયાળુ અનેક ઓધાર્યા પતિત પાવનજી,
પુરો અધર્મી ને પાખંડી, નથી કાંઇ સાધનજી. ૩
સાધન જોશો તો આ જીવને, નથી કોઇ આરોજી,
માટે વડાઈ આપનીને, બિરદ વિચારોજી. ૪

શ્રીમહાપ્રભુજીની ઉમ્મર લગભગ સાતેક વર્ષની થઇ ત્યારે સંવત ૧૫૪૨ ના ચૈત્ર વદી ૯ ના રોજ ભટજીએ

પોતાના જ્ઞાતિજનો તથા વિદ્વાનોને તેડાવી યોગ્ય વૈદિક ક્રિયાઓ સહિત શ્રીને ઉપવીત ધારણ કરવાનો આરંભ કર્યો.

**ધોળ**–રાગ છપ્પન ભોગનો ધોળનો.

જે જે બોલો શ્રીબાલકૃષ્ણ લાલની–એ રાગ;
આજે સોનાનો સુરજ ઉગીયો, સાત વરસનારે,
સાત વરસના પ્રભુજી થયાય, આનંદ મારે અતિ ઘણો. ૧
શ્રીને ઉપવીત ધારણ કરાવીયાં;
સંવત પંદરરે સંવત પંદર બેતાળી માંહ્ય. આનંદ. ૨
શુભ દિન ચૈત્ર વદી નોમનો;
આનંદ ઉત્સવરે આનંદ ઉત્સવ અતિ ઘણો થાય. આનંદ. ૩
વાજાં વિવિધ વાગે અતિ ઘણાં;
ઘોષ વેદનારે ઘોષ વેદના થાય છે જ્યાંય. આનંદ. ૪
શ્રીને તિલક ભગિનીજીએ કર્યું;
આવ્યાં કરમાંરે આવ્યાં કરમાં શ્રીફળ પાન. આનંદ. ૫
આરતી ઉતારી ભગિનીએ ભ્રાતની,
શોભા તેનીરે શોભા તેની છે સ્વર્ગ સમાન. આનંદ. ૬
શ્રીએ આપી છે મુદ્રા સુવર્ણની;
બેનીનારે બેનીના કરની માંહ્ય. આનંદ. ૭
દે છે આશિશ ભગિનીઓ ભ્રાતને;
ઘણું જીવોરે ઘણું જીવો શ્રીવલ્લભરાય. આનંદ. ૮
સગાં સંબંધી વિદ્વાનો આવીયા;
સત્કારરે તેમનો સત્કાર સારો થાય. આનંદ. ૯

ધન્ય ધન્ય તે દિવસ ઘડી પળને;
દીન દાસરે દીનદાસ એ શરણું ચાહ્ય. આનંદ. ૧૦

જે સાલમાં શ્રીમહાપ્રભુજીને ઉપવીત ધારણ કરાવ્યું તેજ સાલમાં અસાડ સુદી ૨ થી શ્રીમાનને વિદ્યાભ્યાસનો ક્રમ શરૂ કરાવવામાં આવ્યો. કૌપીન, દંડ, મૃગચર્મ, અને યજ્ઞસૂત્ર, ધારણ કરી પ્રથમ પોતાના પિતાશ્રી પાસેથી ગાયત્રીમંત્રોચ્ચારનું શ્રવણ કરી માતાજી ઇલ્લમાગારુજી પાસેથી પ્રથમ ભિક્ષા ગ્રહણ કરી ગુરુને ત્યાં શ્રીમાને નિવાસ કર્યો, તેમજ સ્વજાતીય બ્રાહ્મણોને ત્યાંથી પણ ભિક્ષા માગી ગુરુને નિવેદન કરી ગુરુની પરિચર્યાપૂર્વક ભિક્ષા ભોજન આદિ બ્રહ્મચર્યાશ્રમના ધર્મ તેઓ પાળવા લાગ્યા.

ફક્ત ચાર માસની અંદર ચાર વેદ ષટશાસ્ત્ર, અરાઢ પુરાણ ગીતા, શ્રીમદ્ભાગવત તથા અન્ય મતમતાંતરોના સિદ્ધાંતો વગેરે પરિપૂર્ણ ભણી રહ્યા, અને ગુરુને દક્ષિણા આપી પોતે પોતાને ઘેર આવ્યા. આ ચમત્કાર જોઇ લક્ષ્મણ-ભટજી વિસ્મય થયા ત્યારે પોતે સ્વપ્નમાં જણાવ્યું જે, હમારો સ્વત: અવતાર છે જે બાબત અગાઉ પણ તમોને જણાવી ગયા છીએ, છતાં અજાણ્યા કેમ રહો છો? એટલે ભટજનો સંદેહ દૂર થયો.

ત્યાર બાદ ભટજી કોઇ કોઇ કોઇ વખતે સંન્યાસીઓને પોતાને ઘેર ભિક્ષા માટે તેડતા તો તેમની સાથે પણ પોતે

વાદ કરી તેમને હરાવતા ત્યારે ભટજીએ કહ્યું જે આપણે ઘેર કોઈ વિદ્વાન્ આવે તેમનુ તમારે અપમાન કરવું તે યોગ્ય નથી. પરંતુ પુષ્ટિમાર્ગ સ્થાપન કરવાની પોતાને નાનપણથીજ ઉત્કંઠા હતી, તેથી જે જે ઠેકાણે સભાઓ ભરાતી તે તે ઠેકાણે સભાની મધ્યે બેસીને એવો તો શાસ્ત્રાર્થ ચલાવતા કે મોટા મોટા વિદ્વાનો પણ માન ભંગ થતા. તેમાંના કેટલાક વિદ્વાનો ભટજીની પાસે આવી ફરીયાદ કરતા ત્યારે ત્યારે તે ફરીયાદીને પડતો મુકી બીજાની સાથે શાસ્ત્રાર્થ કરતા, કારણ કે પિતાના આજ્ઞાંકિત હતા.

## સાખી.

હીરો ઢાંકયો નવ રૂહે, કરે ઝગમગાટ;
શોભે નિજ અંગે અને, શોભાવે સૌ વાટ. ૧
હીરો ઢાંકયો નવ રૂહે, ઘોર અંધારી રાત;
વિજળીનો ઝબકારો જ્યમ, કરે તે ઝગમગાટ. ૨

## ધુન.

શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, શરણ તમારે આવ્યો રે;
સંસાર સઘળો જુઠો જાણી, હરિ રસ મુજને ભાવ્યો રે.

આ સમયે કાશીવિશ્વેશ્વરમાં (દેવળમાં) કેટલાક વિદ્વાનોની સભા હમેશાં વિદ્યાસંબંધી વાદવિવાદ કરવા સારૂ ભરાતી હતી ને કોઈ પણ બાબત વિષે સિદ્ધાંત કરીને સભા વિસર્જન થતી ત્યારે શ્રીમહાપ્રભુજી છાના માના કોઈ

જ હોય તેવે સમયે ત્યાં જઇને સભાની બેઠક ભીંત ઉપર એક ગુંચવણી ભરેલા શ્લોક લખીને ઘેર જતા, અને જ્યારે બીજે દિવસે સભા ભરાય ત્યારે તે શ્લોક નજરે જોવામાં આવતો તેથી આગલે દિવસે તો તેમના શ્લોકનું સમાધાન કર્યું હોય તો પણ બીજો શ્લોક વાંચે ત્યારે આગલે દિવસે જે નિર્ણય કરીને ઉઠયા હોય તે વ્યર્થ જાય. એવીજ રીતે ૩૦ દિવસ શ્રીમહાપ્રભુજીએ રમત કરી હતી, કારણ પોતે નાની વયના હોવાથી આવા જ ખેલોથી ઘણા પ્રસન્ન થતા આ શ્લોકો "પત્રાવલંબન" નામના ગ્રંથમાં લખેલા છે. શ્રીમહાપ્રભુજીની આવા પ્રકારની વિવિધ આશ્ચર્ય ઉપજાવે એવી બાળક્રીડા જોઇને તેમના પિતાજીએ વિચાર્યું જે કોઈ માણસ મારા પુત્રને જાદુ કરશે, માટે હવે આપણે આ સ્થળે સંકલ્પનાં બાર વર્ષો પુરાં થવા આવ્યાં છે તેથી ઘેર જઇએ, આવો વિચાર કરી લક્ષ્મણભટજી કુટુંબસહિત કાશીથી નિકળ્યા, અને યાત્રા કરતા કરતા રસ્તામાં શ્રીના ઐશ્વર્યયુક્ત ચમત્કારો જોતા જોતા શ્રીવ્યંકટગિરિ કે જ્યાં શ્રીલક્ષ્મણબાલાજીનું ધામ છે ત્યાં આવ્યા, ત્યાંથી લક્ષ્મણ ભટજી સંવત ૧૫૪૬ ના ચૈત્ર વદી ૯ ને રોજ શ્રીલક્ષ્મણ-બાલાજીની સેવા કરવા ગયા. ત્યાં શૃંગાર ધરાવતાં શ્રીલક્ષ્મણ બાલાજીને બગાસું આવતાં તેમના સ્વરૂપમાં મળી ગયા એટલે અંતર્ધાન થઇ ગયા. તેજમાં તેજ પ્રભુના સ્વરૂપમાં મળી ગયું. તેથી તેમનાં ધારણ કરેલાં વસ્ત્ર ત્યાં રહ્યાં હતાં તેને શ્રીમહાપ્રભુજીએ વિવિધપૂર્વક અગ્નિસંસ્કાર કર્યો ત્યારે

ઇલ્લમામાગારુજીએ ઘણોજ વિલાપ કર્યો, તેમને શ્રીમહાપ્રભુજી વિવિધ પ્રકારથી સમજાવવા લાગ્યા પણ તેમનો શોક માયો નહિં ત્યારે ત્રીજે દિવસે શ્રીલક્ષ્મણબાલાજીએ ઇલ્લમાગારુજીને સ્વપ્નમાં કહ્યું જે લક્ષ્મણભટજી તો સ્વત: અમારોજ અવતાર હતા તે હમારા સ્વરૂપમાં મળી ગયા છે, માટે તમે વિલાપ છોડી દઇને તમારા પુત્ર શ્રીવલ્લભ કહે છે તે માનો, એટલે ઇલ્લમાગારુજીએ શોક છોડી દીધો.

પછી શ્રીમહાપ્રભુજીએ પોતાના પિતાશ્રીની વિધિપૂર્વક ક્રિયા કરી. બાદ તેઓશ્રીને વૈષ્ણવ ધર્મની પુષ્ટિ કરવા માટે પૃથ્વીની પરિક્રમા કરવાનો વિચાર થયો, તે પોતાનાં માતુશ્રીને ત્યાં મામા વિદ્યાભૂષણ કે જે વિદ્યાનગરના રાજા કૃષ્ણદેવના દાનાધ્યક્ષ હતા, તેમની પાસે મુકવાને પોતે ત્યાંથી વિદાય થયા.

### સવૈયા.

આગળ ચાલતાં રસ્તામાંહી, વૃદ્ધિનગર શહેરજ આવ્યું,
તે મધ્યે થઇ જાતાં રસ્તે, દામોદરનું ઘર આવ્યું. ૧
અગાશીમાં બેઠેલા એ, ઉદાસીન દામોદરદાસ,
ચાર ભાઈમાં પુષ્ટિ જીવ આ, વલ્લભના દર્શનની આશ. ૨
રાજમાર્ગે પધારતાં પ્રભુ, તણાં થયા છે જ્યાં દર્શન,
અગાશીથી ઉતરી આવી, પાય પડયા છે કરી વંદન. ૩
આવ્યો કહી જ્યાં પુછયું પ્રભુએ, ત્યાં બોલ્યા દામોદરદાસ,
કૃપાવત હું આવ્યો શરણે, પુરો મારી સઘળી આસ. ૪

શરણું રાખો સદાય મુજને, ગણો હવે ગુને નિજનોય;
કરો કૃતાર્થજ ઉપદેશ આપી, કર ગ્રહો હવે પ્રભુ મારોય ૫

## ધુન્ય.

કર ગ્રહો કેશવ કૃપાનિધિ, શ્રીવલ્લભ વ્રજરાય;
સંસાર સઘળો જુઠો જાણી, અહુ આપની છાયારે ટેક ૧
આરે સંસારમાં સર્વ સ્વાર્થી, માતપિતા અને બંધુરે;
સ્ત્રીપુત્રાદિક સર્વ સ્વાર્થી, મે આપ કૃપાના સિંધુરે. ટેક ૨
વિયોગી હું વાહાલા આપનો, વિરહ વેદના ટાળોરે;
ચરણશરણમાં લઇ દાસને, તમના તાપ શમાવોરે. ૩

આ પ્રમાણે દામોદરદાસની વિનંતિ સાંભળી શ્રીએ આજ્ઞા કરી કે:—

## સાખી.

અષ્ટાક્ષર નિત્ય ઉચ્ચારો ને, ધરો હરિનું ધ્યાન,
શ્રીકૃષ્ણ: શરણં મમ, એજ કરો ગુણગાન. ૧

આમ કહી શ્રીમહાપ્રભુજીએ દામોદરદાસને સાથે લીધા અને ત્યાંથી આગળ ચાલતાં વિદ્યાનગર આવી પોહોંચ્યા ત્યારે મામા વિદ્યાભૂષણને ખબર થઇ જે શ્રીમહાપ્રભુજી પધારે છે તેથી પોતે તેમના સ્વાગત માટે સામા ગયા:—

## ધોળ.

થઈ ખબર તે મામાને જ્યારે, આવ્યા સ્વાગત માટેજ ત્યારે;
રાજ્ય વિભૂતિ થઇ આવ્યાય, અતિ આનંદ ભેર મળ્યાય. ૧
આ સ્વારી તે ગામની માંહ્ય, કર્યો મુકામ મામાને ત્યાંય;
કર્યું આતિથ્ય મામાએ ત્યાંય, મામો વાત કરે પછી જ્યાંય. ૨
બાર બારજ વર્ષ થયાંય, વાદ ચાલે છે દરબાર માંહ્ય;
મોટા વિદ્વાનો સભાની માંહ્ય, કરે શાસ્ત્રાર્થજ ઘણોય. ૩
માયાવાદીને બ્રહ્મવાદીય, તેમનો વાદ થયો છે ભારીય;
બ્રહ્મવાદી તો હારી જશેય, કાલે નિવેડો તેનો થશેય. ૪
ત્યારે શ્રીમહાપ્રભુ વદીયાય, માયાવાદીના ભાર છે શાય ?
કાલે આવીશ સભાની માંહ્ય, કરૂં શાસ્ત્રાર્થ પણ હું ત્યાંય. ૫

## સાખી.

શાસ્ત્રાર્થજ હું ત્યાં કરીને, બ્રહ્મવાદ સ્થાપીશ,
મામા મત એ માહ્યરો, જાહેર ત્યાંજ કરીશ. ૧

મામાએ કહ્યું કે ઠીક છે, પણ હવે તમે પ્રસાદ લેવાને ઊઠો, પણ મામો શૈવ મતના હોવાથી શ્રીમહાપ્રભુજીએ કહ્યું જે અમે તો સ્વયંપાકી છીએ માટે કોઇના હાથનો પ્રસાદ લેતા નથી. ત્યારે મામા ગુસ્સો કરીને બોલ્યા જે.

## રાગ ક્ષત્રિકલંક.

જોઉં કાલે સભાની માંહ્ય; આવો તમે કેવી રીતે રે ?
દાનાધ્યક્ષ અમો છીએ ત્યાંય, પામો છો માન કેવી પ્રીતેરે ?

ધાર્યું હમારૂં ત્યાં થાય, આવો છો તમે કેવી રીતેરે ?
આપ્યું અમારૂજ અપાય, પામો છો માન કેવી પ્રીતેરે ?

**ધોળ—નમું નંદલાલ શ્રીમહાપ્રભુજી એ રાગ.**

ત્યારે શ્રીમહાપ્રભુજી વદીયાય, નહિં જોઇએ હમારેજ હોય,
એમ કહીને મૌન્ય રહ્યાય. નમુ નંદલાલ. ૩૦
પછી પાક સ્વહસ્તે કર્યોય, ભોગ શ્રીહરિને તે ધર્યોય;
પછી પ્રસાદ પોતે લીધોય. નમુ નંદલાલ. ૩૧
પછી શ્રીમહાપ્રભુ પોઢયાય, અર્ધ રાત્રિ ગઇ છે જ્યાંય;
એવે પધાર્યા શ્રીહરિ ત્યાંય નમુ નંદલાલ. ૩૨
શ્રીમહાપ્રભુ છે નિંદ્રાની માંહ્ય, કેશ દાબીને કેશવે;
જગદીશે જગાડયા છે જ્યાંય. નમુ નંદલાલ. ૩૩
કેમ પધાર્યા શ્રીવ્રજરાય, શ્રમ લીધો શું આ નિશાય ?
ત્યારે ત્રિભુવન વધાય. નમુ. નંદલાલ. ૩૪
આવાં શ્રવિત સુણી વચન, કેમ રહ્યા છો આ ભુવન ?
ફરૂં પાછળ રાત ને દિન. નમુ ૩૫
સહાય કરશે શું મામાય ? એવા અનંત પણ રાજાય;
આપ ચરણકમળને ચહાય. નમુ. ૩૬
માટે ઉઠોને છોડો આ ઘર, શ્રીમહાપ્રભુજી પણ તે પળ,
છોડી ચાલ્યા છે અન્ય સ્થળ. નમુ. ૩૭
હતું જલાશય એક જ્યાંય, કર્યો મુકામ પ્રભુએ ત્યાંય;
સાથે સેવકો પાસ છે જ્યાંય. નમુ. ૩૮

## સાખી.

સેવકો છે સાથમાં ને, પ્રિય દામોદરદાસ;
શંભુ, સ્વયંભૂ અને વિભુ, બીજા પણ છે ખાસ. ૧

આવી રીતે એક જળાશયની પાસે આવી શ્રીએ મુકામ કર્યો અને ત્યાંજ પોઢ્યા, પ્રભાતમાં જાગ્યા ત્યારે પોતાનું દેહકૃત્ય–સ્નાન, સંધ્યા તથા સેવા વગેરે નિત્ય નિયમથી પરવારી પોતે બ્રહ્મચારી હતા તેથી કમંડળ, દંડ મેખલા, પાદુકા વગેરે ધારણ કરીને, બ્રહ્મચારી સ્વરૂપે કૃષ્ણદેવ રાજાની સભામાં જવાને નિકળ્યા, પરંતુ તેમના આવવાના સમય પહેલાંજ તેમના મામાએ સભાના દ્વારપાળોને કહી મુકર્યું હતું જે કોઇ અજાણ્યો બ્રાહ્મણ આવે તો તેને સભામંડપમાં આવવા દેશો નહિ, કારણ કે આજે શાસ્ત્રાર્થ પૂરો થવાનો છે. શ્રીમહાપ્રભુજી અંતર્યામી હોઈ તથા મામો બોલી ગયેલા તેથી આ સઘળી બીના જાણતાજ હતા પરંતુઃ—

### હરિગીતની ચાલ્ય.

જેમ શૂરવીર સંગ્રામમાં જઇ, પીઠ પાછી નવ કરે,
શું રાય વનનો સિંહ કોઇ, પ્રાણી કે પશુથી ડરે ?

તેવીજ રીતે અનંત કોટિ બ્રહ્માણ્ડના ઇશ કે જેમણે ખાસ નિજ જનોના ઉદ્ધારાર્થે ભુતળ ઉપર દેહ ધારણ

કર્યો છે, અને પોતાનો ઉત્તમ પુષ્ટિપંથ કે જે આ ઘોર કલિકાળના વાતાવરણમાં છિન્નભિન્ન થઇ ગયેલો છે તેને ફરીથી સ્થાપન કરવાનો જેનો દૃઢ નિશ્ચય છે તે શું આમ પાછા પડશે ? નહિજ તેથી:—

**ધોળ:** ગાડી આવી ગુજરાત—એ રાગ.

પધાર્યા શ્રીવલ્લભરાય, દિગ્‌વિજય કરવાને
કૃષ્ણદેવની સભામાંય, દૈવીનાં દુઃખ હરવાને. ટેક.
કોટયર્ક સમ દીસે પ્રભુ, તેજ તણો નહિં પાર [૧]

શીતળ શશિ સમ શ્રીમુખને, એવાં નયનકમળ ને ભાલ;
કોટિ કંદર્પના સમી ને, કાંન્તિ છે જેનીય;
તેવા પ્રભુને નિરખી, ગયા પોળીયા મૂઢ બનીય. દિ. ૨

પોળીયાએ જઇ કહ્યું ને, કૃષ્ણદેવરાજાય;
મહાપુરુષ પધારીયા, એવું સાંભળ્યું રાયે જ્યાંય.
ધાયો એ પધરાવવાને. દિ. ૩

દર્શન કરીને રાય ત્યાં, ચરણમાં પડીયોય;
બેઉ કર જોડી વિનવે, પ્રભુ મારા પધારોય.
દાસના દુઃખ હરવાને. દિ. ૪

શ્રીમહાપ્રભુજી પધારીયા, ભરી સભા મોજાર;
તેવા ઉભા સૌ થયા, વિદ્વાનોજ તે ઠાર.
વલ્લભને નમવાને. દિ. ૫

શોભા શી કહું તે સમે, મુખે કહી નવ જાય;

બલિ ઘેર પધારીયા, જેવા જગદીશ વામનરાય:
દેવનાં દુ:ખ હરવાને. દિ. ૬
આસન ઉત્તમ આપીયું, શ્રીમહાપ્રભુને ત્યાંય;
શ્રીમહાપ્રભુ બિરાજીયા, પછી પ્રસન્ન મુખ વદાય;
દિગ્વિજય કરવાને. ૭
પ્રસન્ન વદને પુછીયું, કૃષ્ણદેવ રાજને;
વાદ વિવાદજ છેય શો ? તેનું કહોને વર્ણન;
દિગ્વિજય કરવાને. ૮

કૃષ્ણદેવ:—

હે પ્રભુ ! હે કૃપાનાથ ! આ માયાવાદી લોકો કહે છે કે બ્રહ્મ નિર્ધર્મક છે, અને આ વિષ્ણુધર્મવાળા કહે છે કે, બ્રહ્મ સધર્મક છે. આ વાદ લાંબા સમયથી ચાલે છે, અને આ માયાવાદીઓએ બ્રહ્મ નિધર્મક છે એવું પ્રતિપાદન કર્યું છે, અને તે બાબતનો આજે નિવેડો લાવીને તેમને વિજયપત્રિકા આપવી એવી તેમની માગણી છે. છતાં આપ જે પ્રતિપાદન કરશો તે મને કબુલ છે. ત્યારે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે:—

ધોળ; રાગ ઉપરનો.

બ્રહ્મ સધર્મક છે સદા, તે સેવ્ય હમારા એહ,
વેદ ગીતા ભાગવત થકી, કરીએ મંડન નિ:સંદેહ. દિ. ૯
માયાવાદીએ પુછીયા, પ્રશ્નો ત્યાં જેહ જેહ;
ઉત્તર આપ્યા તે બધા, કર્યા નિરુત્તરજ તેહ. દિ. ૧૦

અઠ્ઠાવિશ દિન ચાલીયો, વાદવિવાદજ ત્યાંય;
માયાવાદી આદિ પણ, હારી ગયા સૌ જ્યાંય. દિ. ૧૧
કૃષ્ણદેવ રાજાએ ત્યાં, ભરી સભાની માંહ્ય;
ઉભા થઇને બોલીયા, હજી સંદેહ કોઇને હોય;
પુછો તે દૂર કરવાને, ૧૨
જવાબ મળ્યો નહિં કોઇનો, ત્યારે બોલ્યા રાય;
મધ્યસ્થના પંડિતોને, કહ્યું આપો અદલ ન્યાય;
સ્થાપન તે કરવાને ૧૩
પંડિતો ત્યાં બોલીયા, ધન્ય ધન્ય વલ્લભનેય;
શુદ્ધાદ્વૈત સિદ્ધાંતને કર્યો સ્થાપનજ એમણેય;
દૈવીનાં દુઃખ હરવાને. ૧૪
આનંદ વાધ્યો અતિ ઘણો, ઘોષ થયા જયનાય;
દુંદુભિનાદજ ત્યાં થયા, લીધા વધાવી સૌ સભાય;
દિગ્વિજય કરવાને. ૧૫
એવા પ્રભુને આશરે, આવ્યા જે જે જન;
ભાગ્યજ તેમનાં શું કહું, દીનદાસ કહે ધન્ય ધન્ય;
ભવનો ભય હરવાને. ૧૬

## સાખી.

પૃથ્વી રસાતળ ગઇ ને, ભર દરિયાની માંહ્ય;
રાક્ષસને સંહારીને, ઉદ્ધારજ કર્યોય. ૧
ત્યમ આ પુષ્ટિ પંથ જે, છિન્ન ભિન્ન થયલોય;
તેનો ઉદ્ધારજ કર્યો, વલ્લભેજ ઘણોય. ૨

વિછુરેલા દૈવી જીવોનું, જોઇ દુઃખ હરિય;
ભૂતળ પર પધારીયા, બ્રાહ્મણ દેહ ધરીય. ૩

**ધુન.**

જય જય ગોપીજન વલ્લભ, જય જય ગોવર્ધન ધારી;
જય જય વલ્લભ વિઠ્ઠલ, પુષ્ટિ સૃષ્ટિને તારી. ૧

આ પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ સ્માર્ત પંડિતોના મુખ્ય વિદ્વાન યતિરાજ વિદ્યાતીર્થની સાથે પ્રથમ ૮ દિવસ, અને પછી ૧૦ દિવસ, તાર્કિક મીમાંસક, અને સાંખ્યવાદીઓ સાથે ૩ દિવસ, ગાગાભટની સાથે ૭ દિવસ, વાદ કરી વેદો, શ્રીકૃષ્ણનાં વાકયો ( શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાંના ) બ્રહ્મ-સૂત્ર અને શ્રીમદ્‌ભાગવતમાંની વેદવ્યાસની સમાધિભાષા, એ પ્રમાણોથી વિજય મેળવ્યો અને દરેકને હરાવી પોતાનો “ શુદ્ધાદ્વૈત ” સિદ્ધાન્ત સ્થાપન કરી પુષ્ટિમાર્ગનો પ્રચાર કર્યો. અને એ નિર્ણયને તુર્તજ સર્વ સભાએ શ્રીમાનના વિજયઘોષ સાથે વધાવી લીધો, પ્રસન્ન થયેલા કૃષ્ણદેવ રાજાએ તે નિર્ણય દુંદુભિનાદાદિથી જાહેર કરવાની તરતજ આજ્ઞા કરી. બાદ તેમણે તથા આચાર્યો, પંડિતો વગેરે સભ્યો, દરબારીઓ, પુરજનો ઇત્યાદિએ અત્યંત આદર અને સ્નેહપૂર્વક અને પ્રણામપુરઃસર શ્રીમાનને અભિવંદન આપ્યા બાદ સભા વિસર્જન થઇ.

તે પછી પોતાની ચતુરંગિણી સેના તથા સભાજનો અને પુરજનો સહ વર્તમાન કૃષ્ણદેવ રાજા શ્રીમાનને પોતાના

સ્થાન ઉપર વળાવવા માટે તત્પર થયા, શ્રીમહાપ્રભુજીએ વાહનમાં બિરાજવાની ના પાડવાથી તેમની પાદુકાઓ શિબિકામાં પધરાવી સૌ મંડળ વાજતે ગાજતે ચાલતું શ્રીમહાપ્રભુજીને મુકામ ઉપર પહોંચાડી આવ્યું. શ્રીમહાપ્રભુજીએ પોતાનાં માતૃચરણને તથા વડીલવર્ગને અભિવંદન કર્યું, ત્યાં શ્રીમહાપ્રભુજીના વિજયથી આનંદમગ્ન થતાં સર્વમંડળે ભગવાનનો પ્રભાવ માની પ્રભુની સ્તુતિ કરી.

## સાખી.

સ્તુતિ કરી શ્રીનાથની, મંડળે સૌ ત્યાંય;
આનંદ સાગર ઉમગ્યો, જય જય વલ્લભરાય. ૧

પ્રકટ્યા હોત ન ભૂતળે, જો શ્રીવલ્લભરાજ;
પુષ્ટિ પંથ પ્રકટાવવાનાં, કોણ કરત શુભ કાજ ? ૨

શ્રીવલ્લભ દિનકર ઉગતાં, તિમિરજ ટળીયાંય;
ખીલ્યાં કમળ કરમાયલાં, ભાગ્ય સૌનાં ફળીયાંય. ૩

## ધુન.

જય જય શ્રીવલ્લભ સુખદાઇ,
પુષ્ટિભક્તિને પ્રગટાઇ–જય. ટેક.

મધુરી મુરલી વલ્લભ તારી વાગી;
મોહનિદ્રામાં સુતેલી હું ઝબકીને જાગી. મધુરી. ૧

ધોળ:-પોષ નામે શ્રીવિઠ્ઠલનાથજી એ રાગ.

આજે આનંદ મારે અતિ ઘણો,
હાંરે વ્હાલો પધાર્યા શ્રીવલ્લભરાયજો;
બીજે દિવસ સભા મહીં,
હાંરે કૃષ્ણદેવને હર્ષ ન માયજો. આજે. ૧

નવો પોષાકજ પહેરીને,
હાંરે રાય [illegible] છે સભાની માંહ્યજો;
બોલ્યા છે અતિ આનંદમાં,
હાંરે મારા મનમાં એહ ઇચ્છાયજો. આજે. ૨

કનકાભિષેક કરાવવા,
હાંરે પધરાવવા શ્રીવલ્લભરાયજો;
તેથી તૈયારી સૌ કરો,
હાંરે રોપો મંડપ આંગણીયાની માંહ્યજો. આજે. ૩

વિવિધ સ્તંભો કદળી તણા,
હાંરે હાંડી તકતાના શણગારજો;
મણિ માળાને મુક્તા તણા,
હાંરે ધ્વજા પતાકા તોરણ સારજો. આજે. ૪

વિવિધ વાજાં વગડાવોને,
હાંરે કનકપાત્રોને ફુલના હારજો;
સામગ્રી સર્વે સાજને,
હાંરે કરો ઝટપટજ તૈયારજો. આજે. ૫

તેડા આચાર્યો સૌ ધર્મના,
હાંરે વ્યાસતીર્થાદિ જે હોયજો;
બોલાવો અહિં તે સર્વને,
હાંરે રાજ્યકુટુંબ બાળ બાળાયજો. આજે. ૬

નાયકો સૌ સૈન્યજ તણા,
હાંરે સંજજ કરાવો હાથી ઘોડાયજો;
રથો સહિત પણ સૈન્યને,
હાંરે નટ ગંધર્વને અપ્સરાયજો. આજે. ૭

તેડાને વિદ્વાનો બધા,
હાંરે એવી સાંભળીને આજ્ઞાયજો;
મંત્રી વરિષ્ઠે તત્કાળ ત્યાં,
કરી સાજ સૌ તેડાવ્યાયજો. આજે. ૮

ભરરે સભાની માંહ્ય ત્યાં,
હાંરે બધા બેઠા છે વિદ્વાન જ્યાંયજો;
વિનવે છે રાયજ તેમને,
હાંરે કરી પ્રકટ નિજ ઈચ્છાયજો. આજે. ૯

કનકાભિષેક કરાવવા,
હાંરે શ્રીમહાપ્રભુને મુજ ઇચ્છાયજો;
માટે દ્યો આજ્ઞા સૌ મને,
હાંરે લાવ્હો એજ મને લેવાયજો. આજે. ૧૦

## સાખી.

વિદ્વાનો ત્યાં બોલીયા, ધન્ય ધન્ય તમને રાય;
પ્રસન્નજ થઇને કરો, રાજી હમે બધાય. ૧
સત્ય વચન છે આપનું, કૃષ્ણદેવ રાજન;
કનકાભિષેક તો ઘટે, શ્રીવલ્લભ ભગવન. ૨

આ સાંભળી રાજા ઘણોજ પ્રસન્ન થયો, અને પોતે પ્રસન્ન વદને શ્રીમહાપ્રભુજીને કનકની પાટ ઉપર પધરાવ્યા, એટલે વિદ્વાન બ્રાહ્મણોદ્વારા કૃષ્ણદેવે શ્રીમહાપ્રભુજીનું પૂજન કર્યું, અને કનકનાં પાત્રોની અંદર ગંગા યમુના આદિ નદીઓનાં પવિત્ર જળ પધરાવી તેની અંદર શત (૧૦૦) મણ સુવર્ણ પધરાવી વિદ્વાન બ્રાહ્મણો દ્વારા વિધિસહ શ્રી-મહાપ્રભુજીને કનકાભિષેક કર્યો. બાદ પ્રભુને રત્નજડિત સિંહાસન ઉપર પધરાવ્યા, ત્યાં પાછા રાજાએ પૂજન અને તિલક કરી વિવિધ પ્રકારનાં પુષ્પોની માળા પહેરાવી કૃષ્ણદેવ રાજા ઘણાજ પ્રસન્ન થયા, બાદ સભામાં આવેલા તમામ આચાર્યો અને વિદ્વાનોએ પણ શ્રીમહાપ્રભુજીને તિલક કર્યું અને બધાએ મળીને "अखंडभूमंडलाचार्यवर्य महाप્રभुश्रीमदाचार्य" એવી આચાર્યપદવી અર્પણ કરી આ સમયે સભામધ્યે તથા આખા વિજયનગર શહેરમાં જયજયકાર થવા લાગ્યો, અને આનંદનો અવધિ રહ્યો નહિ, અને માયાવાદીઓની હાર થઇ અને નિર્ગુણ ભક્તિમાર્ગનો ઉદ્ધાર થયો.

## સાખી.

જય જયકાર થયો ઘણો, થયા દુંદુભિ નાદ;
ધન્ય ધન્ય કૃષ્ણદેવને, પામ્યા કૃપા પ્રસાદ. ૧
તિમિર ટળ્યાં કલિકાળમાં, અને થયો ઉજીયાર;
ભક્તિમાર્ગાબ્જમાર્તંડ તે, પ્રકટ થયા આ વાર. ૨
પ્રૌઢ પ્રતાપે પ્રકટિયા, જેના ગૂઢ વિચાર;
કીધો દૈવી સૃષ્ટિપર, મહા મોટો ઉપકાર. ૩
નિરાકાર પાખંડ મત, ખંડન માયાવાદ;
પુષ્ટિ પંથ સાકારનો, પ્રકટ કર્યો પ્રતિવાદ. ૪
શ્રુતિ સ્મૃતિની સંમતિ, બાંધ્યા પ્રબલ પ્રબંધ;
જે મતને નહિ કરી શકે, બીજા મત પ્રતિબંધ. ૫
માર્ગ તણો સિદ્ધાંત જે, પુરુષોત્તમની ભક્તિ;
તે પણ પાખંડ રહિત, પોષી પ્રેમ આસક્તિ. ૬
ક્લેશ હર્યા કિંકર તણા, તાપ હર્યા ભગવન્;
બ્રહ્મસબંધ કરાવીને, કોટિ કર્યા પાવન. ૭

## ધુન.

શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, શરણે રાખો અંતર્યામી ટેક.
જય જય ગોપીજન વલ્લભ, જય જય ગોવર્ધનધારી;
જય જય વલ્લભ વિઠ્ઠલ, પુષ્ટિસૃષ્ટિને તારી. ૧
જય જય વલ્લભ, વલ્લભ, વલ્લભ, વલ્લભ;
કરો કૃપા હું કિંકર ઉપર તો, પડે સૌ સુલ્લભ. ૨

## ધોળ.

હું બલિહારી તૈલંગ કુલ દીપ શ્રીલક્ષ્મણ તાતનેરે લોલ—એ રાગ.

આજ મારે આનંદનો નહીં પાર શ્રીવલ્લભરાયજીરે લોલ,
કીધો છે જ્યાં જય જયકાર શ્રીવલ્લભરાયજીરે લોલ. ૧
વિદ્યાનગર શહેરની માંહ્ય, ,,
શ્રીકૃષ્ણદેવ રાય કે જ્યાંય. , ૨
તેમને ત્યાંજ સભાની માંહ્ય, ,,
કીધો દિગ્વિજયજ જ્યાંય ,, ૩
માયામત ખંડન કર્યોય ,,
પુષ્ટિ પંથ પ્રગટ કર્યોય ,, ૪
દેશોદેશના વિદ્વાન ,,
તેમાં શોભ્યા સૂર્યસમાન ,, ૫
ભૂમંડળમાં ચંદ્રજ જેમ ,,
શોભે હરણાંમાં સિંહ તેમ ,, ૬
દૈવી જીવોનાં દીલ હરખાયા ,,
માયાવાદીનાં મુખ કરમાયાં ,, ૭
અખંડભૂમંડલાચાર્ય ,,
ધરીયું પદ એ શ્રી દ્વિજવર્ય ,, ૮
ધન્ય ધન્ય છે શ્રીલક્ષ્મણ તાત ,,
ધન્ય ધન્ય છે ઇલ્લમા માત ,, ૯
ધન્ય ધન્ય કુળ અજવાળ્યાં હો નાથ ,,
કીધા અનાથોને સનાથ ,, ૧૦

ધન્ય ધન્ય છે તે જીવને ધન્ય શ્રીવલ્લભરાયજીરે લોલ.
આવ્યો શરણે શ્રીપ્રાણજીવન „ ૧૧
કર ગ્રહ્યો એ પ્રભુએ મારો „
દીન દાસને આવ્યો આરો „ ૧૨

આવી રીતે શ્રીમહાપ્રભુજીનો વિજય થયા બાદ કૃષ્ણદેવ રાજાએ શ્રીમહાપ્રભુજીને વિનંતિ કરી કહ્યું કેઃ—

## દોહરો.

કૃષ્ણદેવ વિનવે ઘણું, કૃપા કરો મહારાજ;
અંગીકાર કરો સૌ, આ સુવર્ણ કેરો સાજ. ૧
સંજ્ઞા કરી શ્રીમહાપ્રભુ, જ્યાં દામોદરદાસ,
દામોદરદાસજ વધ્યા, ઉભા થઇ ત્યાં ખાસ. ૨
ધન્ય ધન્ય રાય છે આપને, ધન્ય ધન્ય આપનો ભાવ,
શ્રીમહાપ્રભુ પ્રસન્ન છે, લીધો જે તમે લાવ્હ. ૩
સેવક વિણ કરતા નથી, ગ્રહણ કોઈની ચીજ,
વળી અસ્પર્શજ આ બધું, દ્યો સૌ આ બ્રહ્મ બીજ. ૪
દૂર દેશથી આવીયા, આ બધા વિદ્વાન;
વહેંચી આપો એમને, સૌનું કરી સન્માન. ૫

દામોદરદાસની સલાહ મુજબ રાજાએ પોતાના ઋત્વિક્ અને પુરોહિત વગેરેની સાથે વિચાર કરી એ દ્રવ્ય તથા પાત્રોનો યથાયોગ્ય વિભાગ પાડીને વ્યાસતીર્થાદિ આચાર્યના શિષ્યોને બીજા વૈદિક બ્રાહ્મણોને, ધર્મશાળા, કુવા,

વાવડી, તથા કન્યાદાન વગેરે અર્થવાળાને અપંગ, આંધળા, પાંગળા, ઇત્યાદિકને વહેંચી આપ્યું. પછી વ્યાસતીર્થે વૈષ્ણુવી સંપ્રદાયના હરિસ્વામી અને શેષસ્વામી પાસે શ્રીવલ્લભને સામ્રાજ્ય તિલક કરાવ્યું. બાદ તમામ આચાર્યો અને પંડિતોએ શ્રીમાન વલ્લભને "अखंडभूमंडलाचार्यवर्यमहाप्रभु श्रीमदाचार्य" એવી આચાર્યપદવી અર્પણ કરી પ્રણામ કર્યા.

ત્યાર બાદ કૃષ્ણુદેવ રાજા શ્રીમદ્આચાર્ય શ્રીમહાપ્રભુજીને વિનતિ કરવા લાગ્યા કેઃ—

## ધુન.

તમો વિના મારી કોણુ ખબર લે, શ્રીગોવર્ધન ધારીરે?
ધન દોલતને માલખજાના, પડી રહેશે કુલવાડીરે. ટેક. ૧
શ્રીમદ્વલ્લભ શ્રીમહાપ્રભુજી, શરણુ તમારે આવ્યોરે;
સંસાર સઘળો જુઠો જાણી, હરિરસ મુજને ભાવ્યોરે. ૨
કર ગ્રહો કેશવ કૃપાનિધિ, શ્રીવલ્લભ વ્રજરાયરે;
ત્રિવિધ તાપમાં બળતો, ઉગારો કરી છાયારે. તમો. ૩

આમ દીનતાપૂર્વક કૃષ્ણુદેવ રાજા પોતાના કુટુંબસહિત શ્રીમહાપ્રભુજીની પાસે બે કર જોડી ઉભો રહ્યો અને વિનંતિપૂર્વકઃ—

## ધોળ—રાગ કેદારી.

કૃષ્ણુદેવ મહાપ્રભુને વિનવેય,
સેવક કરો મને હો શ્રીવલ્લભ;
દીઓ મંત્રજ દીક્ષા ગનેગ. કૃષ્ણુદેવ ૧

આજ્ઞા કરી છે શ્રીમહાપ્રભુએ,
સ્નાન તમે કરી આવો;
આજ્ઞા પ્રમાણે સ્નાન કરી સૌ,
આવ્યાં છે લેવાને લાવ્હો. કૃષ્ણદેવ. ૨

"શ્રીકૃષ્ણ: શરણં મમ" એ મંત્ર,
આપ્યો શ્રીમહાપ્રભુએ;
તુળશીમાળા દઇ આજ્ઞા કરી કે,
રટો આ નિશદિન સૌએ. કૃષ્ણદેવ. ૩

શરણાષ્ટકનો મંત્ર લેઈ રાજાએ પોતાના કુટુંબસહિત શ્રીમહાપ્રભુજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને પોતાને કૃતકૃત્ય માની ભેટ માટે વિનંતિ કરી કહ્યું કે;—

## સાખી.

અનાથ કર્યો મને શ્રીહરિ, ને અંગીકાર કરાય;
એમ કહી થાળ એકજ ધર્યો, મ્હોરોનોજ ભર્યોય ૧
સાત મ્હોર દેવી હતી, તે પ્રભુએ લીધીય;
બાકી સૌ વહેંચાવી ત્યાં, કરાવીને વિધિય. ૨

તે પછી રાજાએ પોતાને સ્વધર્મનો બોધ દેવાની પ્રાર્થના કરી, ત્યારે શ્રીમહાપ્રભુએ, બોધ આપતાં નીચે પ્રમાણે આજ્ઞા કરી કે:—

## ધોળ.

તમે સાંભળોને હે રાય, શિક્ષા હિતકારી;
જેણે શ્રેય તમારૂ થાય, રીઝે ગિરિધારી. ટેક.
વર્ણાશ્રમધર્મજ પાળો, તે પાળો નિજ પ્રજાપરે;
સેવા કરો શ્રીનાથની સ્નેહે, મે સત્સંગજ સદાય. શી. ૧
વિદ્વાનોને આશ્રય આપી, સદ્બોધજ દેવડાવોરે;
દીનના ઉપર દયા રાખી, નીતિમે ફેલાવો. શી. ૨
વિનય વિવેકે રાજ્ય કરીને, કીર્તિ શુભ વધારોરે;
પ્રભુએ તમને આપ્યું છે તે, ભોગવીને પછી આવો. શી. ૩
ધન્ય ધન્ય તમને છતી સંપત્તિએ, રહે હરિ ચરણમાં ચિત્તરે;
હાથી, ઘોડા, બાગ, બગીચા, મમતા એ વિપરીત. શી. ૪
સૌથી શ્રેષ્ઠ સામર્થ્યવાન, છે શ્રીનાથજી સત્યરે;
સૌના મૂળ છે શ્રીહરિએ, હરે સૌ વિપત્ય. શી. ૫
અનંત કોટિ બ્રહ્માણ્ડના એ, ઇશજ છે શ્રીનાથરે;
એમને શરણે જાય તે જીવને, ઉણપ નહી કોઇ વાત. શી. ૬
અનંત ગુણ ગંભીરજ એ, શાંતિને સુખ દાતારે;
શરણાગતના સહાયક પ્રભુ એ, ભવનાં દુઃખજ હરતા. શી. ૭
અન્યાશ્રયને અસમર્પિત, તેનો કરજો ત્યાગરે;
શ્રીમદ્ ભાગવત ધર્મજ આચરી, હરિચરણો શું રાગ. શી. ૮
માળા તુલસી તિલક ધારો, એકાદશી વ્રત સારરે;
જયંતિ શ્રીકૃષ્ણ પ્રભુની, પણજ કરવી ચાર. શી. ૯

ધ્યાન સદા શ્રીહરિનું ધરવું ને, ગુણજ પણ ગાવાયરે;
કથા સાંભળવી સદા શ્રીહરિની, રાખીને શ્રદ્ધાય શી. ૧૦
હરિ ગુરુ વૈષ્ણવ એ ત્રણેને, ગણવા એક સમાનરે;
સ્નેહ વિવેક સેવવા સૌને, કરીને સન્માન. શી. ૧૧
હરિ વિમુખનો ત્યાગજ કરવોને, પાપ કામથી ડરજોરે;
ધર્મ તમારા મુખ્ય કહ્યા તે, સાવધ રહી આચરજો. શી. ૧૨

## સાખી.

શિક્ષા શ્રીમહાપ્રભુ તણી, સાંભળીને રાજાય,
આનંદમાં ભીંજી જઇ, પ્રેમે લાગ્યા પાય.

આ પ્રમાણે શ્રીમદ્આચાર્યશ્રીની ઉપદેશસુધાનું પાન કરી રાજા અને :સર્વ :મંડળ આનંદમગ્ન થઈ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યાં, અને કૃષ્ણદેવરાજાએ હર્ષમાં આવી જઇ કેદી અને અપરાધીઓને છોડી મુકયા, અને કેટલાક કરો પણ માફ કર્યા; કુટુંબની સ્ત્રીઓને તથા સ્વજનોને તથા સૈનિકો ને નટો નૃત્ય કરનારાઓ, ચાકરો, નોકરોને પોષાક, સરપાવ, દાન અને માન આપી સર્વને સંતોષ પમાડયા, સર્વ આચાર્યો અને સભાસદોએ શ્રીમહાપ્રભુજીને નમસ્કાર કયા. પછી રાજાએ શ્રીમદ્આચાર્યશ્રીની આગળ પાદુકાજી પધરાવ્યાં, તે ધારણ કરી સર્વને નમસ્કાર કરતા તથા સર્વના નમસ્કાર ઝીલતા પોતાને સ્થાને પધાર્યા.

## ઘોળ.

( તારાં મનમાં જાણે કે—એ રાગ. )

ચાલ્યા શ્રીમદ્‌આચાર્ય દિગ્વિજય કરીજો,
અખંડભૂમંડલાચાર્ય એવું પદ ધરીજો—ટેક ૧
શ્વેત છત્રને ચમર પણ ઢોળાય છે જો,
વ્હાલો વ્યંજને બધામાં ઓળખાય છે જો.—ચા૦ ૨
શ્રીની આગળ લશ્કર રૂડું જાય છે જો,
વિવિધ વાજીંત્રોના સુસ્વરપણ થાય છે જો—ચા૦ ૩
પુરવાસી સૌ નર અને નારીઓ જો,
ઉભાં અગાશી, અટારી અને બારીઓ જો—ચા૦ ૪
પ્રભુની ઉપર પુષ્પની વૃષ્ટિ થાય છે જો,
કરી દર્શન ને દીલ હરખાય છે જો—ચા૦ ૫
એમ પધાર્યા પ્રભુ સન્માનથી જો,
આવી પાય પડયા માજીને બહુ માનથી જો—ચા૦ ૬

આવી રીતે વાજતે ગાજતે આનંદ અને ઉત્સાહમાં શ્રીમહાપ્રભુજી રાજાની સાથે મામાને ઘેર પધાર્યા. અને ત્યાં આવીને પોતાનાં માતુશ્રીને પાયવંદના કરી મામાના આગ્રહ અને પ્રેમથી થોડા વધુ દિવસો ત્યાં રહ્યા. બાદ પોતાનાં માતુશ્રી તથા બેન વગેરેને મામાને ત્યાં રાખી પોતે પૃથ્વીપરિક્રમા સારૂ રાજા અને પ્રજાનું સન્માન સ્વીકારતા વિદ્યાનગરમાંથી આચાર્યશ્રી વિદાય થયા, તેમના

રક્ષણને માટે રાજાએ બસો સૈનિકો યોજ્યા હતા પરંતુ ભક્તોને અભય કરનાર શ્રીહરિ સર્વસમર્થ હોવાથી તેમને બીજા રક્ષણની અપેક્ષા હોતીજ નથી; તેથી આચાર્યશ્રીની આજ્ઞાથી દામોદરદાસે તેમને નગર છોડયા બાદ તુર્ત રજા આપી.*

---

* વિદ્યાનગરનો નાશ તક્ષીકોટાની લડાઇમાં સને ૧૫૬૫ માં હાર થવાથી મુસલમાનોને હાથે થયો. તે નગરમાં ખંડેરોની કારીગરી અને ભવ્યતા આજે પણ હેરત પમાડનારી છે અને તેના પૂર્વના વૈભવનો ખરેખરો ખ્યાલ આવે છે.

**વિદ્યાનગર રાજ્યનો વિસ્તાર સમૃદ્ધિ વગેરે.**

આ રાજ્યની સત્તા હીંદુસ્તાનના આખા દક્ષિણ ભાગ ઉપર હતી. તેનો વિસ્તાર મલબાર કાંઠા ઉપર ભટકલ બંદરથી છેક કન્યા-કુમારી સુધી ૬૦૦ માઇલ કોરોમાન્ડલ કીનારા તરફ રાજમહેન્દ્રીથી કન્યાકુમારી સુધી ૯૦૦ માઇલ અને ભટકલથી રાજ્યમહેન્દ્રી સુધી ૬૨૫ માઇલ હતો તેમાં ૭૦ માતબર બંદરો હતા.

આ રાજ્યનું પાટનગર વિદ્યાનગર તુંગભદ્રાને દક્ષિણ કાંઠે વસેલું હતું એનો વિસ્તાર પૂર્વ પશ્ચિમ ૧૬ માઇલ અને ઉત્તર દક્ષિણ ૧૦ માઇલ સુધી હતો એ વખતે એ શહેરમાં ૩૦ લાખ માણસની વસ્તી હતી. ( અત્યારે એવી વસ્તીવાળું શહેર હિંદુસ્તા-નમાં કોઇ નથી તેથીજ આવી જુની બાબતોનો ઇતિહાસ નહીં જાણ-નારાઓને મુંબઇ કલકત્તા ઇત્યાદિકની વસ્તી અને સમૃદ્ધિ જોઇ આશ્ચર્ય થાય છે ) એમાં રાજા, અમીર ઉમરાવો, નાયકો ખંડીયા રાજાઓ, ફિરંગીઓ, પરરાજ્યના એલચીઓ તથા ધનાઢ્ય પ્રજા વગેરેના

## દોહરો.

પંથે વળ્યા શ્રીમહાપ્રભુ કરવાને યાત્રાય,
આઠ આઠ ગાઉ ચાલતાને, મુકામજ કરતાય. ૧
આન્હિક કરતા ત્યાં સૌ, પ્રભાતમાં પ્રભુજીય,
કરતા મધ્યાન્હિક પણ રોજે શ્રીહરિય. ૨

તુંગભદ્રા નદી ઉતરી ચાલતાં સૂકર ક્ષેત્રમાં, કૃષ્ણદાસ મેઘન કે જે પોતાના ગુરુ કેશવાનંદના મુખે સાંભળી શ્રી-મહાપ્રભુજીની શોધમાં ફરતા હતા તે અત્રે શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા. એમણે શ્રીમહાપ્રભુજીના વિજયની ખ્યાતિ પ્રયાગમાં સાંભળી હતી પરંતુ તેમનો એવો નિશ્ચય હતો કે જ્યારે સાક્ષાત્ ભગવાન્ શ્રીકૃષ્ણ ભૂતલ ઉપર પ્રગટ

---

ઘણા સુશોભિત, વિશાળ, અને આકાશચુંબી મહેલો હતા વસ્તીનો મોટો ભાગ ધર્મનિષ્ઠ હતો. એમાં ૪૦૦૦ મોટાં દેવળો અને મંદિરો હતાં. નાનાં મંદિરો અગણિત હતાં. આ રાજાના મહેલમાં ૨૦૦૦ બ્રાહ્મણો રોજ પુજાપાત્રી કરવા આવતા.

તેમાં દશલાખ પાયદળ, પાંચ હજાર હાથી, અને એક લાખ ઘોડેસ્વારોનું લશ્કર રાખતા. એક લાખ પાયદળ, પાંચસો હાથી અને ૨૦ હજાર ઘોડેસ્વારોનું સૈન્ય વિદ્યાનગરમાંજ હમેશાં સજી રાખવામાં આવતું હતું.

આવા મોટા શહેરમાં કૃષ્ણદેવ રાજાની સભામાં દેશદેશના વિદ્વાનો અને આચાર્યોની સભામાં વિજય મેળવી આપ યાત્રા અર્થે-આગળ પધાર્યા.

થયા છે તો તે મને જોઇ મારૂં નામ દઇનેજ મને બોલાવશે. એટલે હું તેમને શરણે જઇશ. એ નિશ્ચયથી ફરતા ફરતા અત્રે આવી પહોંચ્યા, એટલે શ્રીએ સામું જોઇ કહ્યું કેઃ–"અલ્યા કૃષ્ણદાસ, તું આવ્યો?" આટલાં વચન સાંભળતાં જ કૃષ્ણદાસે સાષ્ટાંગ દંડવત્ કર્યા, અને બોલ્યા જેઃ—

## ધોળ.

પધાર્યા શ્રીવલ્લભરાય દિગ્વિજય કરવાને—એ રાગ.

શરણે આવ્યો હું મહારાજ, પ્રભુ આપ શરણે હું આવ્યો,
રાખો શરણની માંહ્ય, પ્રભુ આપ શરણે હું આવ્યો.
વિયોગી હું આપનો, યુગે યુગનો નાથ,
તેની પેર કરવા પ્રભુ, જ્યારે પ્રગટીયા સાક્ષાત્-પ્રભુ૦ ૧
અથડાતો હું આવીયો, ને કરો હવે કૃપાય,
અળગો કરો નહિં હો પ્રભુ, જીવતા સુધી હો જાદવરાય.
—પ્રભુ૦ ૨

આ વિનંતિ સાંભળી પરમ દયાળુ શ્રીમહાપ્રભુજીએ પોતાનો દૈવી જીવ જાણી તેને શરણાગતિનો મંત્ર આપી તુલસીની માલાનું દાન કર્યું ત્યારથી કૃષ્ણદાસ પણ શ્રીમહાપ્રભુજીની સાથે યાત્રામાં સાથેજ રહ્યા. આમ યાત્રા કરતા કરતા ત્રિપતિ (શ્રીવ્યંકટેશબાલાજી) થઇ શિવકાંચી, વિષ્ણુકાંચી પધાર્યા, ત્યાં શ્રીવરદરાજજીનાં દર્શન કરવાની શ્રીમહાપ્રભુજીને ઉત્કંઠા ઘણા દિવસોની હતી, પરંતુ મંદિ-

રમાં જતાં સીડીનાં પગથીયાં ઉપર જયદેવ કવિની અષ્ટપદી લખ્યા છે ( લખેલી છે ) તે સાંભળી તે ઉપર ચાલવાનું યોગ્ય ન લાગતાં તેમનાં દર્શન કરવાનું માંડી વાળવાથી પોતાનું મન ધર્મસંકટથી તપ્ત થયું, ત્યારે શ્રીવરદરાજજીએ સ્વપ્નમાં જણાવ્યું કે "આપના ચિત્તનો અપૂર્વ ભાવ જાણી એ ગીત-ગોવિંદ પંક્તિઓને અમે સીડીમાંથી ખસેડીને ભીંતમાં જડાવી દીધી છે માટે આપ દર્શન કરવા પધારો." એમ કહી શ્રીવરદરાજજી અંતર્ધ્યાન થઇ ગયા. અને શ્રી-વરદરાજજીના આચાર્યના માણસો શ્રીમહાપ્રભુજીને પધરા-વવાને આવ્યા. તેમની સાથે પોતે શ્રીહરિનું સ્મરણ કરતા કરતા મંદિરમાં પધાર્યા, ત્યાં દર્શન કરી ભેટ સહિત પ્રણામ કરી સ્તુતિ કરી ભોગ ધરાવી તીર્થ અને નૈવેદ્ય લઇ વરદ-રાજજીને પ્રસન્ન કર્યા. અને ત્યાં શ્રીમદ્ભાગવતનું પારાયણ કરી બેઠકની સ્થાપના કરી. ત્યાંથી શ્રીરંગજી-દક્ષિણ મથુરાં તથા દક્ષિણ કાશી (રામેશ્વર) પધાર્યા, ત્યાંથી પાછા તામ્ર-પર્ણી-માહિપપુર, શ્રીરંગપટ્ટણ, થઇ પાછા કૃષ્ણદેવના આગ્રહ અને આમંત્રણથી વિદ્યાનગર બીજી વખત પધાર્યા. ત્યાં કૃષ્ણદેવ રાજાના બાકી રહેલાં માણસોને શરણાગત મંત્ર આપી ત્યાંથી પોતે પંઢરપુર તરફ પધાર્યા. ત્યાં ભીમરથી નદીની શાખા ચંદ્રભાગા નામની નદીમાં સ્નાન કરીને આન્હિક કર્યું, એટલામાં શ્રીવિઠ્ઠલનાથજીના સેવકો પોતાને મંદિરમાં પધરાવવા સારૂ આવ્યા, તેમની સાથે પોતે

મંદિરમાં પધાર્યા. ત્યાં શ્રીવિઠ્ઠલનાથજીનાં દર્શન કરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ભેટ ધરી ચરણ-સ્પર્શ કરી પંચામૃતથી સ્નાન કરાવી પોતે લાવ્યા હતા તે વસ્ત્રાભૂષણ તથા સામગ્રી ધરાવી સેવકોને સંતોષ આપ્યો. બાદ પોતે નદીપાર પોતાના આશ્રમમાં પધારી ત્યાં શ્રીમદ્‌ભાગવતનું પારાયણ કર્યું. અને પોતાના સેવકોને ઉપદેશ કરતા ત્યાં થોડા દિવસો રહ્યા, ત્યા એક પાન્ડુરંગ નામનો શ્રીવિઠ્ઠલનાથજીનો ભક્ત આવ્યો તેણે વિનતિ કરી કહ્યું કે:—

## ધોળ:-રાગ કલ્યાણ.

સોનું કરો કલ્યાણ—એ રાગ.

વ્રજલીલા ઇચ્છાય પ્રભુજી મને વ્રજલીલા ઇચ્છાય પ્ર૦ ૧
બારબાર વર્ષથી ઇચ્છાએ મુજને, હે શ્રીવલ્લભરાય. પ્ર૦ ૨
દૂધ આહારી રહ્યો આજ સુધી હું, પણ નવ દર્શન થાય. પ્ર૦ ૩
આવ્યો શરણ હું આપને પ્રભુજી, જોવા એ લીલાય. પ્ર૦ ૪

આ વિનંતિ સાભળી શ્રીમહાપ્રભુજીએ દયા કરી પોતાના મુકામ ઉપર તેને લાવ્યા અને સ્નાન કરાવી તેને એક ગુફામાં લઇ ગયા. અને ત્યાં તેને દિવ્ય દૃષ્ટિ આપી શ્રીહરિલીલાનાં બે મુહૂર્ત લગી દર્શન કરાવ્યાં. પછી તેની દિવ્યદૃષ્ટિ પાછી ખેંચી લીધી ત્યારે તે ભકતે કહ્યું કે મને લીલામાંથી બહાર કેમ કાઢયો? ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે તમે શ્રીવિઠ્ઠલનાથજીની સેવા કરો અને જ્યારે ઇચ્છા થાય

ત્યારે ચિત્તમાં ધ્યાન ધરશો એટલે શ્રીહરિની લીલાનાં તમોને દર્શન થશે. શ્રીમહાપ્રભુજીના આવાં કૃપાયુક્ત વચનો સાંભળીને તે ભક્ત કૃતકૃત્ય થયા.

આગળ ચાલતાં કેટલાંક તીર્થો કરતા કરતા શ્રીમહાપ્રભુજી મથુરામાં પધાર્યા. ત્યાં વિશ્રામઘાટ ઉપર સ્નાન કરી આન્હિક કરી બ્રાહ્મણોને દાનદક્ષણાથી તૃપ્ત કરી આચાર્યશ્રી કેશવજીના દર્શને પધાર્યા. પછી મુક્તઘાટ ઉપર મુકામ કરી ત્યાં પારાયણ કર્યું. બાદ શ્રાવણ સુદી ૧૧ ને રોજ શ્રીમહાપ્રભુજી ગોકુળ પધાર્યા. ત્યાં ગોવિંદઘાટ ઉપર શમીવૃક્ષની નીચે મુકામ કર્યો, પછી આન્હિક કરી શ્રીઠાકોરજીની સેવા કરી બાદ રાત્રિએ વિચાર કરવા લાગ્યા કેઃ—

### ભુજંગીની ચાલ.

આજ્ઞા પ્રભુની મને છેજ એવી,
પ્રગટ ભક્તિ ભૂતળ કરૂં હુંજ તેવી.
પણ આ જીવો સૌ દીસે દોષવાળા,
અને નિર્દોષજ હરિ દીનદયાળા.
પરિબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમ,
સબંધ આ જીવોનો થાયજ કેમ ?

### સાખી.

મોર મુગટ શિરપર ધર્યો, મુખ મોરલી ધન ઘોર,
શ્રી યમુનાજીના તટપરે, પ્રગટયા નંદ કિશોર, ૧

પીત વસન ધારણ કર્યાં, ગજ મોતીના હાર રે,
કાંને કુંડળ શોભીતાં, હૃદયે ગુંજા માળ, ૨
પાયે નૂપુર ઝણ ઝણે, ને સુંદર કટિ મેખલાય,
દશ આંગળીએ મુદ્રિકા, શોભે શ્રી વ્રજરાય ૩

## ધુન.

ગોપીજનવલ્લભ ગિરિધારી, કૃષ્ણચરણની બલિહારી,
શ્રીવલ્લભ વિઠ્ઠલ ગિરિધારી, શ્રી યમુનાજીની બલીહારી,

ઉપર મુજબ શોભતા શ્રીઠાકોરજીએ પ્રકટ થઇને શ્રી· મહાપ્રભુજીને આજ્ઞા કરી કે તમે ચિંતા કેમ કરો છો? ત્યારે શ્રીમહાપ્રભુજીએ જવાબ આપ્યો જે:—

## ધોળ.

મારે દિવાળી થઈ આજ પ્રભુજી પધાર્યા રે—એ રાગ.

પ્રભુ આપ છો દીનદયાળ, ગોવર્ધનધારી,
નિર્વિકારીને નિર્દોષ, ગુણના ભંડારી.
ભૂતળ પર આ જીવો સર્વે, દોષવાળા દેખાયરે,
રાજકુંવરને ભિક્ષુની પુત્રી; તેનાં લગન કેમ થાય? ગો૦ ૧
ચિંતા મુજને તેની થાયે, હો શ્રીગોવર્ધનનાથરે,
કયાં આપશ્રી પુરુષોત્તમ ને, કયાં આ જીવો અનાથ? ગો૦ ૨
ત્યારે પ્રભુએ કહ્યું વલ્લભને, શરણે લ્યો સૌ જીવને રે,
આવે જીવો જે તમ પાસે, મંત્ર શરણનો દઇને. ગો૦ ૩
અષ્ટાક્ષર ને, ગદ્યનો મંત્ર, આપી કરો પાવનરે,
દોષ ટાળી હું મારે શરણે, લઇશ દઉં વચન. ગો૦ ૪

સેવાને લાયક એ થાશે ને, કરશે ભક્તિ મારીરે,
અંગીકાર કરીશ હું તે સૌ, જીવોને ઉદ્ધારીશ. ગો૦ ૫

માનો શ્રીવલ્લભ.

આવી રીતનું શ્રીઠાકોરજીએ વચન આપ્યું, અને જીવોના હિતને કાજ ગદ્યનો મંત્ર શ્રીમહાપ્રભુજીને આપ્યો અને આજ્ઞા કરી કે આપની પાસે જે જે જીવો આવે તેમને તમારે શરણે લઈને અષ્ટાક્ષર, તથા ગદ્યનો મંત્ર આપી મારી સાથેનો સંબંધ કરાવો એટલે તેમના સકળ દોષ દૂર કરી તેમણે ભાવથી કરેલી સેવાભક્તિનો અંગીકાર કરી અંતે તેમને મારી નિત્ય લીલામાં હું જરૂર ખેંચી લઇશ, માટે આપ હવે તે સબંધી કોઇ પ્રકારનો ઉદ્વેગ યા ચિંતા ધરશો નહિં. આવું સાંભળી શ્રીમહાપ્રભુજીએ શ્રીઠાકોરજીને માખણ મીશ્રીનો ભોગ ધરી ૩૬૦ તારનું સૂતરનું પવિત્રું ધારણ કરાવ્યું, એટલે પ્રભુ અંતર્ધ્યાન થયા.

શ્રીઠાકોરજીએ કહેલાં વચનામૃતો અક્ષરેઅક્ષર શ્રીમહાપ્રભુજીએ "સિદ્ધાંતરહસ્ય" નામના ગ્રંથમાં પ્રગટ કરેલાં છે.

બીજે દિવસે સ્નાન આન્હિક કરી શ્રીમહાપ્રભુજીએ દામોદરદાસને પુછયું જે રાત્રે તમે કંઇ સાંભળ્યું હતું ? અને જો સાંભળ્યું હોય તો શું ? ત્યારે દામોદરદાસે જવાબ આપ્યો જે કૃપાનાથ ! મેં કંઇ સાંભળ્યું તો હતું પણ હું કાંઇ સમજ્યો નથી. એ સાંભળી બનેલી હકીકત શ્રીમહાપ્રભુજીએ

દામોદરદાસને કહી સંભળાવી, એટલે દામોદરદાસે વિનંતિ કરી જે, શ્રીહરિએ કૃપા કરી ગદ્યનો મંત્ર આપી જીવોને બ્રહ્મસંબંધ કરાવવાની આપને જે આજ્ઞા કરી છે તે મુજબ મને ગદ્યનો મંત્ર આપી કૃપા કરી બ્રહ્મસંબંધ કરાવો. એટલે તેમની વિનંતિનો સ્વીકાર કરી શ્રીમહાપ્રભુજીએ તેમને ભગવત્સન્મુખ બેસાડી હસ્તમાં તુલસીપત્ર આપી શ્રીપુરુષોત્તમે આપેલા ગદ્યમંત્રનું તેમને દાન કરી બ્રહ્મ-સંબંધ (પોતાના માર્ગમાં) પ્રથમ કરાવ્યો. તે ગદ્ય મંત્ર, અષ્ટાક્ષર તથા પંચાક્ષર એમ ત્રણે મંત્રો બ્રહ્મસંબંધ વખતે બોલાવાય છે તેનો સાર નીચેના ધોળમાં છેઃ—

ધોળઃ—શ્રીમહાપ્રભુજી પ્રગટયા ભૂતળ ઉપરે—એ રાગ.

“ અનંતકોટિ સહસ્ર વર્ષો થઇ ગયાં,
કૃષ્ણવિયોગે વીતી કાળ ગયોયજો.
તોય થયો નહિં તાપ અને ક્લેશજ કંઈ,
આનંદનો તિરોભાવ થયોયજો. અ. ૧
તેથી કૃષ્ણ કૃપાળુ શરણે આપને,
આવીને હું અર્પણ કરૂ છું તમામ જો;
દેહ ઈંદ્રિય પ્રાણને અંતઃકરણના,
ધર્મો સાથે કરૂં છું દંડ પ્રણામ જો. અ. ૨
સ્ત્રી, ઘર, પુત્ર ને દ્રવ્ય કુટુંબી સૌ મળી,
આ લોક ને પરલોકજ મારાય જો;

જીવાત્મા સહિત શ્રીકૃષ્ણજી આપને,
કરૂં છું અર્પણ શ્રીવ્રજરાય જો. અ. ૩
દાસ આપનો હું છું હો શ્રીનાથજી,
શરણું મારે આપનું છે શ્રીકૃષ્ણ જો;
શ્રીમહાપ્રભુએ કૃપા કરી જીવ ઉપરે,
પુછયો જ્યારે આપને હરિ પ્રશ્ન જો. અ. ૪
શ્રાવણ સુદી એકાદશીની રાત્રિએ,
શ્રીમહાપ્રભુની પ્રત્યે શું વદીયાય જો!
વિચારો ને વચનજ વ્હાલા આપનું,
જેવા તેવા પણ આપતણા થયાયજો. અ. ૫

ધોળઃ-રાગ ભૈરવની ચાલય.

આ અવનિમાં જન્મ ધરીને, જેણે હરિ સેવ્યાય;
સેવ્યું સઘળું ગણાય તેનું, ધન્ય ધન્ય તેની કાય. જેણે. ૧
બ્રહ્મસંબંધ થયા પછી પણ દાસ દામોદર ત્યાંય;
કર જોડીને ઉભા છે તે, જ્યાં શ્રીવલ્લભરાય. જેણે. ૫
અષ્ટાક્ષરનું સ્મરણ કરતા, પ્રેમે લાગ્યા પાય;
સઘળું નિવેદન કરી પ્રભુને, રહ્યા પાસ સદાય. જેણે. ૩

ત્યાર બાદ કૃષ્ણદાસ મેઘન, પ્રભુદાસ જલોટા, રામદાસજી આદિ શિષ્યોએ તથા વૈષ્ણવોએ બ્રહ્મસંબંધ કરાવવાની વિનંતિ કરી, તેથી તેમને પણ બ્રહ્મસંબંધ કરાવ્યો. આ પ્રસંગથી શ્રીમદ્આચાર્યપ્રતિપાદિત નિર્ગુણ ભક્તિ-

માર્ગનું પ્રાગટ્ય ગણી શકાય. આ રીતે શ્રીગોકુળમાં ભક્તિમાર્ગની સ્થાપના કરીને ત્યાં પોતાના શિષ્યો તથા બીજા જે જે વૈષ્ણવો શરણે આવ્યા તેમને બ્રહ્મસંબંધ કરાવીને શ્રીમહાપ્રભુજીએ પ્રસન્ન થઇ ત્યાં ગોકુળમાં શ્રીમદ્ભાગવતનું પારાયણ કર્યું. સમાપ્તિ થયે જન્માષ્ટમીનો ઉત્સવ કર્યો. બાદ એકાદશીની રાત્રિએ શ્રીમહાપ્રભુજી ભગવદ્વાર્તા કરતા હતા તે વખતે દામોદરદાસે પ્રશ્ન પુછયો કે સેવા કયા પ્રકારે કરવી ? તે કૃપા કરીને જણાવો, તે ઉપરથી શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી જણાવ્યું કેઃ-

**यथा सुंदरतां याति वस्त्रैराभरणैरपि ॥**
**अलंकुर्वीत सप्रेम तथा स्थानपुरःसरम् ॥ २४०**

**અર્થઃ**—વસ્ત્ર તથા આભરણવડે જેમ ભગવત્સ્વરૂપ સુંદરતાને પામે તેમ સપ્રેમ વસ્ત્ર અને આભરણ ભગવાનને ધરાવવાં, તેમજ પ્રથમ ભગવત્સ્થાન પણ જેમ શોભા યુક્ત રહે તેમ કરવું.

**भार्यादिरनुकूलश्चेत्कारयेद्भगवत्क्रियाम् ॥**
**उदासीने स्वयं कुर्यात् प्रतिकूले गृहं त्यजेत् ॥**
**तत्त्यागे दूषणं नास्ति यतो विष्णुपराङ्मुखाः ॥ नि. स. २३१**

**અર્થ**:—સ્ત્રી, પુત્ર વગેરે અનુકૂલ હોય તો તેમની પાસે ભગવત્સેવા કરાવવી, જો તેઓ ભગવત્સેવામાં વિરુદ્ધ હોય તો તેમનો ત્યાગ કરવો, અને જો તેઓ ભગવત્સેવામાં

ઉદાસીન હોય તો સર્વ ભગવત્સેવા પોતે કરવી. ભગવદ્વિ-મુખતાને લીધે એવા ત્યાગમાં દોષ નથી.

सर्वथा वृत्तिहीनश्चेदेकं यामं हरौ नयेत् ॥

पठेच्च नियमं कृत्वा श्रीभागवतमादरात् ॥ नि. स. २३२

**અર્થ**:—સર્વ પ્રકારે વૃત્તિહીન હોય તોપણ ભગવ-ત્સેવામાં એક પ્રહર ( ૩ કલાક ) વ્યતીત કરવો, અને નિયમ રાખીને શ્રીમદ્‌ભાગવતનું આદરથી અધ્યયન કરવું.

આ કારિકાની ટીકામાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ભગવત્સેવામાં એક પ્રહર ગાળ્યા પછી, અનિષિદ્ધ ઉપા-યથી જીવનને માટે ઉદ્યમ કરવો. જો પરંપરાથી ચાલ્યું આવતું જીવન નિષિદ્ધ ( દોષયુક્ત ) હોય તો તેનો ત્યાગ કરવો. જીવનને માટે ચિત્તે અન્ય વિષયોમાં પ્રવેશ કર્યો હોય તેમાંથી તેને કાઢીને ભગવાનમાં પરોવવાને માટે શ્રીમદ્‌ભાગવતનો આદરથી અભ્યાસ કરવો.

सर्वं सहेत परुषं सर्वेषां कृष्णभावनात् ॥

वैराग्यं परितोषं च सर्वथा न परित्यजेत् ॥ नि. स.२३३

**અર્થ**:—સર્વને વિષે ભગવાનની ભાવના કરી સર્વ કઠોર ( વાક્યાદિ ) સહન કરવું. ( અને એમ સમજવું કે આપણી બહિર્મુખતા થવાથી કઠોર વાક્ય વદનાર દ્વારા ભગવાનજ આપણને ઉપદેશ કરે છે. ) વૈરાગ્ય અને સંતો-ષનો કોઇ પ્રકારે ત્યાગ કરવો નહિં.

एतद्देहावसाने तु कृतार्थः स्यान्न संशयः ॥
इति निश्चित्य मनसा कृष्णं परिचरेत्सदा ॥ नि. स. २३४

**અર્થ**:—આ પ્રકારે સેવા કરવાથી દેહના અવસાન વખતે કૃતાર્થ થવાય એમાં સંશય નથી. એ પ્રમાણે મનવડે દૃઢ નિશ્ચય કરી શ્રીકૃષ્ણની સદા સર્વદા સેવા કરવી.

सर्वापेक्षां परित्यज्य दृढं कृत्वा मनःस्थिरम् ॥
दृढविश्वासतो युक्त्या यथा सिद्ध्येत्तथाऽऽचरेत् ॥
वृथालापक्रियाध्यानं सर्वथैव परित्यजेत् ॥ नि. स. २३५

**અર્થ**:—સર્વ અપેક્ષાનો ત્યાગ કરી મન અત્યંત સ્થિર કરી દૃઢ વિશ્વાસથી લૌકિક યુક્તિથી પણ જેમ ભગવત્સેવા સિદ્ધ થાય એમ આચરણ કરવું, અને વૃથા ભાષણ અથવા ક્રિયાનો સર્વ પ્રકારે ત્યાગ કરવો.

यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः ।
येन स्यान्निर्वृतिश्चित्ते तत् कृष्णे साधयेद्ध्रुवम् ॥ नि. स. २३६

**અર્થ**:—જે લોકમાં અત્યંત ઇચ્છિત હોય અને જે પોતાને અત્યંત પ્રિય હોય અને જે વડે ચિત્તની શાંતિ મળે એવા પદાર્થોજ ( નહિ કે લોકક્લિષ્ટ, આત્મક્લિષ્ટ કે ચિત્તક્લિષ્ટ પદાર્થો ) સદુદ્યોગે મેળવી શ્રીકૃષ્ણને અર્પણ કરવા.

स्वयं परिचरेद् भक्त्या वस्त्रप्रक्षालनादिभिः ॥
एककालं द्विकालं वा त्रिकालं वापि पूजयेत् ॥ नि. स. २३७

**અર્થ**:—વસ્ત્રપ્રક્ષાલન વગેરેથી પોતે પ્રેમથી સેવા કરવી, પૂજા એક વખત, બે વખત અથવા ત્રણ વખત કરવી. શ્રીકૃષ્ણની સેવા અવશ્ય સદા કરવી અને સેવાના પ્રકારમાં માનસી સેવા ઉત્તમ છે. શ્રીમહાપ્રભુજી વળી આજ્ઞા કરે છે કે चेतस्तत् प्रवणं सेवा શ્રીકૃષ્ણમાં ચિત્તનું પરોવાઇ રહેવું ( એકતાન થવું ) એનું નામજ સેવા છે. એવી માનસી સેવાની સિદ્ધિને માટે "તનુજા" અને "વિત્તજા" આ બે સેવા ( સાધનરૂપ છે ) તેવી સેવા કરવાથી સંસારના દુ:ખોની નિવૃત્તિ અને બ્રહ્મનો બોધ ( એ બે અવાંતર ફળ ) મળે છે.

**સાખી.**

શ્રીવલ્લભને શરણે જઇ, જેણે હરિ સેવ્યાય;
જીત્યો બાજી સર્વ તે, ચૌદ લોકની માંહ્ય.

કારણ કે ભગવાન્ શ્રીકૃષ્ણ એજ આખા:જગતનું મૂળ છે તે બાબતમાં ભક્ત કવિ દયારામ ભાઈ કહે છે કે:—

જગત વૃક્ષ તેનું મૂળ હરિ, મૂળ પોષે વૃક્ષ પોષાય,
પ્રતિશાખા જળ સિંચિએ, તેથી તરુ તૃપ્તિ ન થાય.
તૃપ્તિ ન થાય વૃથા શ્રમ પોહોચે, સમજણ આવે ત્યાર પછી શોચે;
મુખદ્વારા સૌ ઇંદ્રિય સંતોષે, ભોજન અંગ લેપે કો ન પોષે.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

એ પ્રમાણે સેવા કરવાની આજ્ઞા કરી શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિભક્તિમાર્ગની સ્થાપના કરી.

## ધુન્ય.

( શ્રીવલ્લભ શરણું સુખકારી, નહિં જનમ વારંવારી. ટેક. )

શ્રીમહાપ્રભુજી, માર્ગના સિદ્ધાંતો, સ્વરૂપ, અને રહસ્ય સમજાવતા તથા પોતાના ઐશ્વર્યના અનેક ચમત્કારો બતાવી એઓને શરણે લેતા લેતા વ્રજયાત્રા અંબિકાવન, ગુજરાત, કાઠિયાવાડ અને સિંધમાં પ્રયાણ કરી પોતાને યોગ્ય જણાય ત્યાં ઇચ્છા મુજબ સ્થળોમાં શ્રીમદ્‌ભાગવતનાં પારાયણ કરી બેઠકો સ્થાપતા શ્રીયમુનાજીનાં મૂળ, કુરુક્ષેત્ર, હરિદ્વાર, હૃષીકેશ, લક્ષ્મણઝોલો, કેદાર, બદરીનાથ પધાર્યા; ત્યાં નારદજી અને ઉદ્ધવજીનો સમાગમ થયો, બાદ વ્યાસજીના આશ્રમ પાસે આવ્યા. ત્યાં કૃષ્ણદાસ મેઘનને એક સ્થાન ઉપર ઉભા રાખી પોતે વ્યાસજીના આશ્રમમાં ગયા ત્યાં વ્યાસજીની સાથે શ્રીમદ્‌ભાગવત દશમ સ્કંધના વામબાહુ એ શ્લોકનું વ્યાખ્યાન ત્રણ દિવસ સુધી કર્યું. પછી બ્રહ્મવાદ સંબંધી વાતચિત્ત કરી પોતે બહાર પધાર્યા. તો કૃષ્ણદાસને આજ્ઞાનુસાર એકજ સ્થળે ઉભા રહેલા જોઇ આપ તેમના ઉપર ઘણાજ પ્રસન્ન થયા. ત્યાંથી કનોજ, નૈમિષારણ્ય, અયોધ્યા, પ્રયાગ, વિન્ધ્યાદ્રિ, થઇ બનારસ પધાર્યા. ત્યાં મહાધનવાન શેઠ પુરુષોત્તમદાસને પોતાને શરણે લીધા અને તેમને ત્યાં જન્માષ્ટમીનો ઉત્સવ કરીને શ્રીપુરુષોત્તમ ક્ષેત્રમાં ( શ્રીજગન્નાથજી ) પધાર્યા ત્યાં જગદીશના મંદિરની અંદર કોઇએ પરીક્ષા માટે એકાદશીને

દિવસે શ્રીના હસ્તમાં મહાપ્રસાદ આપ્યો તે આપશ્રીએ પોતાનાજ કરકમળમાં રાખી દ્વાદશીના પ્રાતઃકાળ પર્યંત મંદિરદ્વારેજ ઉભા રહી મહાપ્રસાદનાં ગુણગાન કર્યાં. બાદ પોતાના કરકમળમાં રહેલા મહાપ્રસાદનું આપે ગ્રહણ કર્યું. શ્રીમહાપ્રભુજીનું આવું ઐશ્વર્ય જોઇ ઘણા પુષ્ટિજીવો તથા નગરનો રાજા શરણે આવ્યા. આ પુરુષોત્તમ ક્ષેત્રમાં વિદ્વાન બ્રાહ્મણો વચ્ચે વારંવાર ધર્મસંબંધી કજીયા થતા હતા તે કલેશ મટાડવાની ખાતર રાજાએ તમામ વિદ્વાનોની સભા ભરી અને શ્રીમહાપ્રભુજીને ચાર પ્રશ્નો પુછયા:—

### સાખી.

"મુખ્ય શાસ્ત્ર કયું માનવું ? :મુખ્ય કયો છે દેવ ?
મુખ્ય મંત્ર કયો શ્રેયકર ? મુખ્ય કર્મ કયું સેવ્ય ?"

ત્યારે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે શાસ્ત્રોના પ્રમાણોથી અત્રેના વિદ્વાનો કબુલ કરશે નહિ. માટે આ શંકાનું સમાધાન આપણને શ્રીજગદીશ પ્રભુ લખીને આપશે, આટલું સાંભળતાંજ સઘળી સભાએ તથા રાજાએ હર્ષભેર તુર્ત હા પાડી, એટલે આજ્ઞા પ્રમાણે:—

### સવૈયા.

રાજાએ ત્યાં આજ્ઞા મુજબ, દ્વાત કલમ અને કાગળ લઈ;
શ્રીજગદીશની પાસે તે મૂકયાં, રાજાએ અંદરજ જઈ. ૧
મંદિરમાંથી બહારજ કાઢી, સેવક આદિ સર્વે જન;
બંધ કર્યાં છે દ્વારજ પોતે, ઉભો છે પણ ત્યાં રાજન. ૨

થોડી વારે મંદિર ખોલી, રાજાએ ત્યાં અંદર જઇ;
હસ્તાક્ષર શ્રીહરિના લાવ્યો, વલ્લભની પાસે હરખાઇ. ૩
ભરી સભામાં આજ્ઞાથી એ, વાંચ્યો છે રાયે જ્યારે;
માયાવાદી ને વિદ્વાનો સૌ, સ્તબ્ધ થયા છે એ વારે. ૩

શ્રીજગદીશજીના હસ્તાક્ષરો, ભરી સભામાં શ્રીમહાપ્રભુજીની પાસે ઉભા રહી રાજાએ વાંચી સંભળાવ્યા તે નીચે મુજબ:—

एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव ।
मंत्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

**સવૈયાની ચાલ્ય.**

સર્વ શાસ્ત્રોમાં ગીતા એજ એક, મુખ્ય શાસ્ત્ર ગણાય છે;
સર્વ દેવોમાં દેવકીપુત્ર, શ્રીકૃષ્ણ મુખ્ય ગણાય છે. ૧
સર્વ મંત્રોમાં કૃષ્ણ નામ એ, મુખ્ય મંત્ર જપાય છે;
સર્વ કર્મમાં કૃષ્ણની સેવા, એજ મુખ્ય સેવાય છે. ૨

આવો શ્રીમહાપ્રભુજીના ઐશ્વર્યનો ચમત્કાર જોઇ અન્ય પણ ઘણાજ દૈવી જીવો શ્રીને શરણે આવ્યા અને સેવામાર્ગપરાયણ થયા. પરંતુ એક બ્રાહ્મણે શંકા લાવી કહ્યું કે શ્રીજગદીશને તો હાથ નથી તો એ લખી કેમ શકે? ત્યારે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે ભગવાનના સ્વરૂપમાં આપણને કાંઇ ઓછું દેખાય તો તે નથી એમ ના જાણવું; જો શ્રીજગદીશને હાથ નથી તો આટલો ભોગ

કેમ આરોગે છે ? એવું કહેવા છતાં તેને સંદેહ રહ્યો તેથી બીજે દિવસે સભા ભરી શ્રીમહાપ્રભુજી તથા રાજાની સમક્ષ ખડીઓ, કાગળ તથા કલમ શ્રીજગદીશની પાસે તે બ્રાહ્મણને સાથે લેઈ જઇ રાજાએ તે બ્રાહ્મણના હસ્તદ્વારાજ મુકાવ્યાં, તેમજ તે બ્રાહ્મણની રૂબરૂ મંદિરમાંથી દરેક સેવક પૂજારી વગેરેને બહાર કાઢી રાજાએ તે બ્રાહ્મણની પાસેજ મંદિરનાં દ્વાર બંધ કરાવ્યાં. બાદ સમય થતાં શ્રીમહાપ્રભુજીની આજ્ઞા પ્રમાણે તે બ્રાહ્મણદ્વારાજ મંદિરનાં દ્વાર ખોલાવી કાગળ મંગાવી શ્રીમહાપ્રભુજીની સમક્ષ સભાની અંદર તે કાગળ વાંચતાં બે શ્લોક લખેલા માલુમ પડયા, તે પૈકી એક તો પ્રથમ લખેલોજ હતો, અને બીજો શ્લોક નીચે મુજબ હતો.

यः पुमान् पितरं द्वेष्टि, तं विद्यादन्यरेतसम् ॥
यः पुमान् श्रीहरिं द्वेष्टि, तं विद्यादंत्यरेतसम् ॥१॥

**અર્થ**:—જે પુરુષ પોતાના પિતાનો દ્વેષ કરે છે, તે બીજાના વીર્યનો જાણવો, ને જે પુરુષ ભગવાનનો દ્વેષ કરે છે, તે પુરૂષ ચાંડાળના વીર્યનો જાણવો. આ શ્લોક ઉપરથી તે બ્રાહ્મણનો તપાસ કર્યો ત્યારે તે ધોબીના પેટનો છે એમ માલુમ પડયું, ત્યારે તે બ્રાહ્મણને રાજાએ દેશનિકાલ કર્યો. એવી રીતે શ્રીપુરુષોત્તમક્ષેત્રમાં અનેક શાસ્ત્રાર્થ અને પારાયણ કરીને ક્રમે ક્રમે પ્રથમ પરિક્રમા સંવત ૧૫૫૪ ના વૈશાખ માસની શુકલપક્ષની તૃતિયાને

દિવસે સમાપ્ત કરી, અગ્રહારમાં પોતાનાં માતુશ્રીને આવી પાયવંદન કરી પોતાની યાત્રાનું સર્વ વૃત્તાન્ત નિવેદન કર્યું.

## બીજી યાત્રા.

અગ્રહારમાં થોડા માસ ગાળી પોતાનાં માતુશ્રીની આજ્ઞા લેઇને રાજસ દૈવીજીવોના ઉદ્ધાર માટે શ્રીમહાપ્રભુજીએ સંવત ૧૫૫૫ ના ચૈત્ર સુદી ૨ અને રવીવારે બીજી યાત્રાનો આરંભ કર્યો. પ્રથમ અગ્રહારથી મંગળ–પ્રસ્થ પધાર્યા, ત્યાંથી વ્યકટેશ થઇ વિદ્યાનગર પધાર્યા. ત્યાં રાજાને તથા બીજા માણસોને બ્રહ્મસંબંધ કરાવી મહિષપુર મલબાર કાંઠે પધાર્યા, અને થોડા દિવસોમાં લોહગઢ (ગોવાના) ના ઘાટાવનમાં આવી પહોંચ્યા. આ સ્થળમાં શ્રીમદ્ ભાગવતનું પારાયણ કર્યું અને બેઠકની સ્થાપના કરી. આવાં ગાઢાં જંગલોમાં પણ શ્રીમાને પારાયણ કર્યાના ઘણાં દૃષ્ટાન્ત મળી આવે છે અને આવાં જંગલોમાં તામસી જીવો ( હિંસક પશુ–પક્ષીઓ વગેરે જીવો ) નો પણ ઉદ્ધાર કર્યો. ગોપાળદાસે વલ્લભમીઠામાં ગાયું છે કેઃ—

"એ તામસનાં અઘ હર્યાં, પરતાપ પદ રજ ગંધ."

બાદ કોલાપુર ઉપર થઇને શ્રીમદ્આચાર્યશ્રી ભીમરથી નદી ઓળંઘી શ્રીવિઠ્ઠલેશ ( પંઢરપુર ) પધાર્યા.

ધોળઃ–નમું નંદલાલ શ્રીમહાપ્રભુજી.

આવ્યા ભીમરથી નદી જ્યાંય, સ્હામા શ્રીવિઠ્ઠલનાથજી ત્યાંય;
હાંરે આવ્યા વલ્લભને મળવાય. નમું નંદલાલ૦ ૩૬

ત્યારે શ્રીમહાપ્રભુ વદીયાય, હુમો દર્શને આવ્યા હતાંય;
શ્રમ લેઇ શું પધાર્યાય ?                    નમું નંદલાલ૦ ૪૦

ત્યારે વિઠ્ઠલનાથ વદેય, મિત્રતાનો તો ધર્મ એ છેય;
જાવું સ્હામા જો મળવા આવેય.          નમું નંદલાલ૦ ૪૧

પછી પધાર્યા મંદિર માંહ્ય, ભેટ ભોગ ધરીનેજ ત્યાંય;
શ્રીમહાપ્રભુજી લાગ્યા છે પાય.          નમું નંદલાલ૦ ૪૨

એટલે શ્રીવિઠ્ઠલનાથજીએ મહાપ્રભુજીને આજ્ઞા કરી કેઃ-
વચન શ્રીવિઠ્ઠલનાથે માગ્યું ને, કીધી શ્રીવલ્લભજી શું વાત;
અમનો તો ઇચ્છા એહ છે જે, હું નંદન ને તમો તાત. ૧૬

આપને ઘેર પુત્રરૂપે પ્રગટ થવાની હમોને ઇચ્છા છે માટે આપ વિવાહ કરો ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કેઃ—

રાગ ઉપરનો.

બ્રહ્મચારી છીએ હુમોને, કરીએ તમ ગુણ ગાન;
આનંદમગ્ન એમાંજ રહીએ ને, કોણ દે કન્યા દાન? ૧

પ્રવૃત્તિમાં પડવાની પ્રભુ કેમ કરો આજ્ઞાય,
એવું સાંભળી શ્રીવિઠ્ઠલનાથજી, વલ્લભ શું વદીયાય. ૨

વાટ જુએ છે આપની કાશીની માંહ્ય.

મહાલક્ષ્મી કન્યા એક છે, બ્રાહ્મણને ત્યાંય. ટેક.
સત્વર પધારોને આપ હવે ત્યાં, દેવભટ્ટ એહનું નામ;
દેશે એ કન્યા આપને માટે, પધારોને તે ઠામરે. ૧

પુષ્ટિપથ આપે પ્રગટ કર્યો છે તે, પ્રકાશમાં લેવાય;
પુત્રરૂપે આપ ઘેરજ પ્રગટી, દૈવીને ઉદ્ધારવાયરે-
છે દિલની માંહ્ય. ૨

સ્વીકાર કરો માટે આજ્ઞા અમારી, હો શ્રીવલ્લભરાય;
શ્રીમહાપ્રભુએ સ્વીકાર કીધો, પછી આગળ ચાલ્યાયરે-
શ્રીવલ્લભરાય. ૩

આ સ્થળમાં રાત્રિને વિશે કથા કરતી વખતે નારાયણદાસ કાયસ્થે શ્રીમહાપ્રભુજીને વિનતિ કરી જે શ્રીવિઠ્ઠલનાથજી ક્યારે અને શી રીતે અહીં પધાર્યા? તે આપ કૃપા કરીને કહો. ત્યારે પોતે જણાવ્યું કે:—

એક પાન્ડુરંગ નામનો બ્રાહ્મણ હતો તે ખરાબ ચાલનો હતો અને માતા-પિતાને ઘણું દુઃખ દેતો હતો, તે પંઢરપુરમાં રહેતો હતો. એક વખત પંઢરપુરથી કાશીની યાત્રા કરવા સંઘ જતો હતો. ચોરી કરવાની લાલચથી આ પાન્ડુરંગ બ્રાહ્મણ તે સંઘની સાથે ગયો. બે મજલ ગયા પછી તે રસ્તે ભુલો પડયો. જંગલમાં રાત પડી જવાથી એક ઝાડ નીચે તે સુતો, પાછલી રાતે જાગ્યો ત્યારે એની પાસે થઇને કોઇ બે સ્ત્રીઓ શૃંગાર સજીને તથા માથે સોનાના કળશો મૂકીને જતી એણે જોઇ, તે સ્ત્રીઓને એ બ્રાહ્મણે પુછયું કે તમે કોણ છો? અને શું લઇ જાઓ છો? ત્યારે તેમાંની એકે કહ્યું કે હું ગંગાજી છું, અને આ મારી સાથે છે તે શ્રીયમુનાજી છે; અને અમે

આ કળશમાં ગંગા અને શ્રીયમુનાજીનું જળ લેઇ જઇએ છીએ. ત્યારે એ બ્રાહ્મણે પુછયું કે તમે કયાં જાઓ છો? ત્યારે શ્રીયમુનાજીએ કહ્યું કે, નજીકમાં પંઢરપુર છે, ત્યાં એક બ્રાહ્મણ વસે છે તે ઘણા વર્ષથી એનાં માતા-પિતાની સેવા કરે છે; એના મનમાં ગંગા-યમુનાની યાત્રા કરવાનો ઘણા દિવસથી વિચાર છે, પણ એ માતા-પિતાની સેવા મુકી યાત્રાએ જઇ શકતો નથી; તેથી અમે ગંગા અને જમુનાના જળથી એને સ્નાન કરાવવા આ કળશમાં જળ ભરી લઇ જઇએ છીએ, ત્યારે તે બ્રાહ્મણે પુછયું કે શું માતા-પિતાની સેવા કરવાનું એટલું બધું ફળ છે કે આપને એટલે દૂરથી ચાલીને એને સ્નાન કરાવવા આવવું પડે છે? ત્યારે શ્રીગંગાજીએ કહ્યું કે:—

**माता गंगासमं तीर्थं पिता पुष्करमेव च ॥**
**गुरुः केदारसमं तीर्थं, माता तीर्थं पुनः पुनः ॥**

**અર્થ:**—માતા એ ગંગા સમાન તીર્થ છે, અને પિતા એ પુષ્કર સમાન તીર્થ છે, અને ગુરુ એ કેદારસમાન તીર્થ છે. અને માતા એ ફરી ફરીને તીર્થરૂપ છે.

એમ કહીએ શ્રીગંગાજી અને શ્રીયમુનાજી ત્યાં અદ્દશ્ય થયાં. પછી તે બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો કે, હું કેવો મૂર્ખ કે-મારાં માતા પિતા જીવતાં છે, અને દુ:ખી છે તોપણ હું તેમની સેવા કરતો નથી, પણ તેમના દુ:ખમાં

વૃદ્ધિ થાય એવું નિરંતર આચરણ કરૂં છું! દેવ કે દેવીઓ પ્રત્યક્ષ દેખાતાં નથી તેથી મારા જેવો મૂર્ખ એમ માને છે કે દુનિયામાં કોઈ દેવદેવીઓ નથી; અને મનુષ્યને પોતાની નજરમાં આવે તેવું આચરણ કરવાની છુટ છે. પરન્તુ આ દેવીઓનાં દર્શનથી મારાં માયાનાં પડ દૂર થયાં છે અને મને એમ લાગે છે કે, મનુષ્યનાં દરેક કાર્યો અદશ્ય દેવ દેવીઓ બારીકાઇથી જુએ છે; એમ ન હોય તો પાંચસેં કરતાં વધારે ગાઉને અંતરે વસતી આ દેવીઓ શું જાણે કે એક ખુણામાં વસેલા પંઢરપુર નગરમાં અમુક માણસ પોતાનાં માતાપિતાની સેવા કરે છે? વળી એમ જણાય છે કે દેવદેવીઓ, પરોપકારી અને નિતિની વૃદ્ધિ કરાવનારાં છે. જો એમ ન હોય તો એમને સોનાના કળશમાં જળ ભરી આટલે દૂર આવવાની શી જરૂર? ત્યારે દેવદેવીઓ આટલાં બધાં પરોપકારી અને દયાળુ કેમ હોવા ન જોઇએ? માટે હું આજથી એવો નિશ્ચય કરૂં છું કે મારા માતપિતા જ્યાં સુધી જીવશે ત્યાં સુધી હું એમની નિરંતર સેવા કરીશ, અને વૃત્તિમાંથી જે કાંઇ આવશે તે વડે એમનો અને મારો નિર્વાહ ચલાવીશ. કદાચ ઇશ્વરઇચ્છાથી વૃત્તિ નહિં ચલાવીશ, અને પ્રભુનું સ્મરણ કરીશ. જયારે માતપિતાની સેવા તીર્થની સેવાતુલ્ય છે ( ગણાય છે ) ત્યારે જે ભાગ્યશાળી પુરુષને તે સેવા કરવાનો પ્રસંગ મળ્યો હોય તેણે તે પ્રસંગ નકામો જવા દેવો ન જોઇએ,

એ પ્રમાણે વિચાર કરતો કરતો અને નિશ્ચય કરતો તે પાન્ડુરંગ બ્રાહ્મણ પોતાને ઘેર જઇ તરત માતાપિતાને પગે લાગી તેણે જે હકીકત બની હતી તે સર્વ હકીકત કહી બતાવી, અને તે દિવસથી એમની ચાકરી કરવાનો નિશ્ચય કર્યાનું પણ કહી બતાવ્યું. તે સાંભળી માતા પિતા ઘણાં રાજી થયાં.

ત્યારપછી આ બ્રાહ્મણે પ્રભુનું સ્મરણ કરતાં પોતાનાં માતાપિતાની બાર વર્ષ સુધી સારી રીતે સેવા કરી. ત્યારે શ્રીહરિ પ્રસન્ન થયા, અને દર્શન આપવાનો વિચાર કર્યો. ભગવાનનો એ વિચાર જોઇ લક્ષ્મીજી વગેરે પટરાણીઓ પણ એમની (પ્રભુની) સાથે દર્શન આપવા જવાને તૈયાર થયાં. પછી ભગવાન્ પટરાણીઓ સાથે આ પાન્ડુરંગ બ્રાહ્મણને ત્યાં આવ્યા, અને તેનું બારણું ઠોકર્યું, ત્યારે એ એના પિતાની પગચંપી કરતો હતો, તેથી એક હાથે બારણું ઉઘાડી પાસે એક ઇંટ હતી તે ખસેડી ભગવાનને કહ્યું કે, આપ આ ઇંટ ઉપર ઉભા રહો; હું મારા પિતાનો બીજો પગ પણ દબાવી આપનો સત્કાર કરવા આવું છું, તે સાંભળી ભગવાન્ ઇંટ ઉપર ઉભા રહ્યા, થોડીવાર પછી બીજો પગ દબાવી ભગવાન્ લક્ષ્મીજી, વગેરેને તે પગે લાગ્યો. અને હર્ષથી વ્યાપ્ત થઈ ગદ્ગદવાણીથી બોલ્યો કે, હે પ્રભો! આપે મને ન ઘટે એટલું બધું માન આપ્યું છે. ઋષિ મુનિઓ હજારો વર્ષ સુધી તપ કરે છે પણ તેમને આપનાં દર્શન

થતાં નથી, તો હું પાપીને માતાપિતાની સેવા કરવા રૂપ જુજ તપનો આટલો બધો બદલો આપો છો એ આપનીજ કૃપા અને આપનીજ વડાઇ છે. ત્યારે શ્રીહરિએ કહ્યું જે મનુષ્ય પોતાનું કર્તવ્ય કર્મ યથાસ્થિત રીતે કરી, મારી ભક્તિ કરે છે, તે મને ઘણો પ્રિય છે. સર્વ પ્રાણીઓ મારા અંશરૂપ હોવાથી મારી કૃપાને પાત્ર છે. તોપણ જેઓ મારી પ્રસન્નતા પ્રમાણે કામ કરે છે તે મારી વિશેષ કૃપાને પાત્ર થાય છે. પુત્ર કે પુત્રી માતા પિતાની સેવા કરતાં નથી તે મારાથી વિમુખ છે, કેમકે માબાપ સાથેનો સંબંધ ઉઘાડી રીતે દેખાતો છતાં જે તેમને સેવતાં નથી, તે હું ભગવાનની સાથેનો સંબંધ શી રીતે સમજી શકે? અને એવાં મનુષ્યો મારી ભક્તિ કરવાને શી રીતે ભાગ્યશાળી થાય? તેં તારાં માતા પિતાને ભગવાન્ રૂપ જાણીને તેમની સેવા કરી તથા મને પણ નિરંતર યાદ કર્યો તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું; માટે તું કાંઇ વર માગ. ત્યારે તેણે માગ્યું કે આપ મારા ઘરમાં સદા બિરાજો; અને માતાપિતાની સેવા કરવાનું આટલું બધું ફળ છે એ વાત જગપ્રસિદ્ધ થાય એવું આપ નામ ધારણ કરો, અને મને સદા આપની ભક્તિ આપો. ત્યારે શ્રીહરિએ કહ્યું કે તારૂં નામ પેહેલું રાખી હું મારૂં નામ પાંન્ડુરંગ વિઠ્ઠલનાથજી રાખી તારા ઘરમાંજ મારી પટરાણીઓ સહિત બિરાજીશ. અને તને સદા મારી ભક્તિ રહેશે; એમ કહી શ્રીવિઠ્ઠલનાથજી આ સ્થળમાં બિરાજ્યા.

ઉપર મુજબ શ્રીમહાપ્રભુજીએ શ્રીવિઠ્ઠલનાથજીના પધારવાની વાર્તા કહ્યા બાદ આપ ક્રમે ક્રમે તાપી, નર્મદા, ગુજરાત મધ્યે અમદાવાદ પાસે નરોડામાં આવી ગામ બહાર એક સુંદર જગામાં મુકામ કર્યો. આ સ્થળમાં ગોપાળદાસ વગેરે ઘણા લોકો શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા. ત્યાંથી આગળ વિજય કર્યો. તે કાઠીવાવાડમાં પોરબંદર–દ્વારકાં, નવાનગર ( જામનગર ) મોરબી થઇ પુષ્કરને માર્ગે આપ વ્રજમાં પધાયા ત્યારે ઝાડખંડીમાં ઘણેજ છેટેથી એક એવો અવાજ આવ્યો કેઃ—

વાટ જોઇએ અમો આપની શ્રીવલ્લભરાય,
સત્વર પધારોને તમો ગિરિરાજની માંહ્ય,
દેવદમન નાગદમન કહેવાઇએને; ઈંદ્ર દમન અમ નામ,
ગિરિની ટોચ ઉપર રહીએ, પધારોને તે ઠામ રે.
શ્રીવલ્લભરાય. ૧

ઇચ્છા પ્રસિદ્ધ થાવા હમોને, હો શ્રીવલ્લભરાય,
સત્વર આવીને પાટ પધરાવો, શરૂ કરો સેવાય રે,
શ્રીવલ્લભરાય. ૨

આવો અવાજ આજ્ઞારૂપે શ્રીમહાપ્રભુજીએ સાંભળ્યો, તે કોનો હશે ?

## ધોળ.

નમુ નંદલાલ શ્રીમહાપ્રભુજી.

શ્રીમહાપ્રભુજીની પેહેલાંય, વર્ષ સુમારે શત થયાંય;
સંવત ચૌદસેં છાસટ માંહ્ય. નમુ. ૪૩

સુદી શ્રાવણ પંચમી જ્યાંય, ગિરિરાજની ટોચ છે ત્યાંય
કીધી પ્રગટ એક ભુજાય. નમુ. ૪૪
આખું સ્વરૂપ પાહાડની માંહ્ય, પય ગાયનું પીઇ રહેતાય,
સદુ પાન્ડે આન્યોરની માંહ્ય. નમુ. ૪૫
તેને ઘેર હતી ઘણી ગાય, નિત્ય ચરવા ગિરિપર જાય,
નંદ ગાયોના કુળની તે ગાય. નમુ. ૪૬
તક જોઇને ત્યાં તે જાય, જ્યાં શ્રીનાથજી બિરાજતાય,
ઉભી રહે કે દુધનો શ્રાવ થાય. નમુ. ૪૭
તે શ્રીનાથજી દુધ પીતાય, નિત્ય કરતી એવું તે ગાય,
દુધ દીએ નહિં ઘેર કાંય. નમુ. ૪૮

ધોળ—રાગ કેદારી.

આવ્યો શક સદુના મન માંહ્ય, પુછયું ગોવાળને છે જ્યારે,
જાણું ના કહે તે હું કાંય. આવ્યો૦ ૧
પેર કરી છે ગોવાળે તે જ્યારે, દીઠી ગાયને ત્યાંય,
આવી કહ્યું છે સદુને તે જ્યારે, ગોવાળ સાથ ગયાય.
આવ્યો૦ ૧
દીઠો ચમત્કાર સદુએ ત્યારે, વિચાર્યું મનમાંહ્ય,
કોણ હશે આ પાહાડની મધ્યે ? ધારી ઉપાડી છિદ્ર શિલાય.
આવ્યો૦ ૩

છિદ્ર ઉપર જે પાહાડની શિલા ઢાંકેલી હતી તે ઉપડાવી જુએ છે તો:—

## સાખી.

નિરખ્યા નંદકુંવરને, સાત વરસના બાળ,
મોર મુગટ શિરપર ધર્યો, વાયે વેણુ રસાળ. ૧

સુંદર સ્વરૂપ શ્રીનાથનું, ગજ મોતીના હાર,
ગિરિ ધારણ જેને કર્યો, તે આ ગિરિધરલાલ. ૨

સદુને આવાં દર્શન થતાં તેણે વિનતિ કરી કે કૃપાનાથ, બહાર પધારો, ત્યારે પ્રભુએ આજ્ઞા કરી કે:—

## સાખી.

પ્રગટ થાવું હમણાં નથી, રહીશું પીઇને પય;
નિત્ય પોહોચાડો એ ગાયનું, પ્રિય હમને એ પય. ૧

શ્રીઠાકોરજીનાં વચનામૃત તથા આજ્ઞા સાંભળી સદુને ઘણોજ આનંદ થયો અને પોતે હમેશાં તેજ ગાયનું દુધ લેઇ જઇ પ્રભુને આરોગાવતા, કોઇ વખત પોતાની દીકરી નામે "નરો" દુધ લઇ જઇ પ્રભુને પાતી. આ સમયથી શ્રીઠાકોરજીએ પોતાની એક ભુજાનાં દર્શન બહાર આપ્યાં, અને તે ભુજાનાં દર્શન અને પૂજા વ્રજવાસીઓ કરવા લાગ્યા. એવામાં સંવત ૧૫૩૫ ના ચૈત્ર વદી ૧૧ ના રોજ ભૂતળ ઉપર શ્રીવલ્લભાચાર્યજીનું પ્રાગટ્ય થયું, તેજ સાલ માસ, તેજ દિવસ, તેજ ઘડી, અને તેજ પળે, શ્રીઠાકોરજીએ, પોતાના શ્રીમુખારવિંદનાં, દર્શન બહાર આપ્યાં. આજ સાક્ષાત્ શ્રીમદ્ગોવર્ધનનાથજીએ ટેર કરી ઝાડ

ખંડીમાંથી પોતાની પાસે આવવા શ્રીમહાપ્રભુજીને આજ્ઞા કરી તે અવાજ સાંભળી શ્રીમહાપ્રભુજી પોતે પોતાના સેવકો સહિત આન્યોરમાં આવ્યા, અને સદુના ઓટલા ઉપર બિરાજ્યા ત્યારે સદુએ આપનું મહાતેજસ્વી સ્વરૂપ જોઇને વિનતિ કરી કે આપ મારા ઘરમાં બિરાજો, ને પ્રસાદ લ્યો, ત્યારે કૃષ્ણદાસ મેઘને જવાબ આપ્યો જે મહાપ્રભુજી, પોતાના સેવકો સિવાય, બીજા કોઇનો પ્રસાદ લેતા નથી, એવું કહીને પોતે શાન્તિથી બેઠા, આજે શ્રીનાથજીને માટે દુધ લેઇ જવાની થોડીવાર થઇ એટલે શ્રીનાથજીએ મોટેથી બુમ પાડી કે:-"अरी नरो मेरो दुध तु ल्यांउ" નરોએ કહ્યું મહારાજ, આજે તો અમારે ત્યાં પરોણા પધાર્યા છે, ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું કે "પરોણા-આવ્યા છે તો બહુ સારૂ થયું, પણ મારૂ દુધ તો લાવ." નરોએ કહ્યું-"वारी लाल" લાવી એમ કહી નરો કટોરો ભરીને દુધ લેઇ જઇને, શ્રીનાથજીને આરોગાવીને પાછા આવ્યાં, શ્રીમહાપ્રભુજીએ દામોદરદાસને પુછ્યું, દમલા ! અહીંયાં શબ્દ થયો તે-તેં કંઇ સાંભળ્યો ? ત્યારે દામોદરદાસે કહ્યું, મહારાજ, સાંભળ્યો તો ખરો. પોતે કહ્યું આ શબ્દ અને ઝાડખંડીમાં થયેલો શબ્દ એકજ મળતો આવે છે, તેથી એમ સમજાય છે કે આપ અહીંયાંજ પ્રગટ થયા છે. તેથી સવારે ગિરિરાજ ઉપર ચાલીશું. એટલામાં નરો દુધ પાઇને ઉપરથી નીચે આવ્યાં. તેને પોતે પુછ્યું, તું ક્યાં ગઇ હતી ? તેણે કહ્યું

મહારાજ, હું પર્વત ઉપર દેવદમનને દુધ પાવા ગઇ હતી. ત્યારે પોતે કહ્યું કટોરામાં કંઇ બચ્યું છે ? તેણે કહ્યું રંચક છે તો ખરૂં, પોતે કહ્યું જો હોય તો અમને આપ, એટલે નરોએ કહ્યું, રાજ, ઘરમાં દુધ ઘણું છે. અમારે એ દુધની ઇચ્છા નથી એવું શ્રીમહાપ્રભુજીએ કહ્યું. સદુપાન્ડેને શ્રીમહાપ્રભુજીના સ્વરૂપની ખબર પડી આવતાં વિનતિ કરી કે, મહારાજ, કૃપા કરી અમને નામ આપો. પોતે સદુપાંન્ડે, માણેકચંદ પાંન્ડે, ભવાની, નરો, એ સઘળાં, ને માથે હાથ ફેરવી સઘળાંઓને સ્નાન કરાવી નામ આપ્યું. ત્યાર પછી શ્રીનાથજીનું પ્રસાદી દુધ જે કટોરામાં બચ્યું હતું તે લીધું ત્યારથી તેમના ઘરનું દુધ, દહીં, સઘળું પોતે અંગીકાર કર્યું, બીજે દિવસે, પ્રાતઃકાલે નિત્ય નિયમ કરીને તુરત પોતાના સેવકો, દામોદરદાસ, કૃષ્ણદાસ મેઘન, રામદાસજી, માધવદાસ, સદુપાન્ડે, વગેરે તેમજ અન્ય ભગવદીયો સહિત શ્રીકૃષ્ણના નામનો ઉચ્ચાર કરતા કરતા શ્રીગિરિરાજ ઉપર પધાર્યા, ત્યાં શ્રીમહાપ્રભુજીને મળવા સારૂ શ્રીનાથજી પણ સહામા પધાર્યા, અને ત્યાં અન્યોઅન્ય ઉભય સ્વરૂપ પરસ્પર ભેટીને જાણે ઘણા દિવસનો વિરહ તાપ શાન્ત કરતા હોય એમ ત્યાં હાજર ભગવદીયોને જણાવ્યું.

પરમ ભગવદીય ગોપાળદાસે આ લીલાનું વર્ણન કરતાં શ્રીવલ્લભાખ્યાનમાં ગાયું છે કેઃ—

ગિરિરાજને આશ્વાસ દીધો, ધરી કોમળ ચરણું;
હરખે તે સામા આવીયા, શ્રીગોવર્ધન ઉદ્ધરણુ.
( શ્રીવલ્લભાખ્યાન. ૨–૨૫ )

અન્યોઅન્ય બેઉ સ્વરૂપને ભેટીને ઘણોજ આનંદ થયો અને શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી કેઃ—

ભલે પધાર્યા મારા મનના, માન્ય આપ શ્રીવલ્લભરાયજીરે,
કેદિનો હું જોતો હતો તમ વાટ શ્રીવલ્લભરાયજીરે. ૧
પાટે પધરાવોને શરૂ કરો સેવાય શ્રીવલ્લભરાયજીરે,
તમો વિણ અમોને ગમે નહિં જરાય શ્રીવલ્લભરાયજીરે. ૨
આજ સુધી અમો રહ્યા કરી પયપાન શ્રીવલ્લભરાયજીરે,
હવે ધરાવો વિવિધજ પકવાન્ન શ્રીવલ્લભરાયજીરે, ૩
હમને તો ઇચ્છા હવે તો છે એહ શ્રીવલ્લભરાયજીરે,
સુખે બિરાજો પણ તમે હમ પાસેય શ્રીવલ્લભરાયજીરે. ૪

ત્યારે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા શિર ચઢાવી અને શ્રીગિરિરાજ ઉપર એક નાનું મંદિર બંધાવ્યું અને તેમાં શ્રીનાથજીને પધરાવીને તેમની સેવા શરૂ કરી, ગુંજાની માળા તથા મુગટ ધારણ કરાવી પ્રભુને ભોગ સમર્પ્યો, જેથી પ્રભુ ઘણાજ પ્રસન્ન થયા, અને પોતે શોભવા લાગ્યા. શ્રીમહાપ્રભુજીની સદુપાન્ડે વગેરેને કહ્યું જે આ સ્વરૂપ હમારૂ સર્વસ્વ છે માટે પ્રેમસહિત એમની સેવા કરાવજો, અને બરાબર સંભાળ રાખજો. પછી રામદાસ ચૌહાણને સેવા

કરવાનું તથા ભોગ ધરવાનું કામ સોંપ્યું; તે દિવસથી શ્રીનાથજીને અન્નનો ભોગ ધરવાનો રિવાજ શરૂ થયો. ત્યારથી વ્રજવાસીઓ પણ રોટલી, બાટી, વગેરે કરી લાવી શ્રીનાથજીને ધરાવતા અને તે ઉપરાંત લોક બાધા માનતા રાખતા તેનું દુધ, દહી, માખણ, પુષ્કળ આવતાં. એ પ્રમાણે સંવત ૧૫૫૯ ના ચૈત્ર સુદી ૨ સુધીની હકીકત હતી.

વ્રજયાત્રામાં અનેક વૈષ્ણવો શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા, તે પછી શ્રીનાથજીની પ્રેરણાથી પૂર્ણમલ્લ ક્ષત્રીએ શ્રીમહાપ્રભુની આજ્ઞા લેઇ મોટું મંદિર બંધાવવાનું કામ શરૂ કર્યું. એ મંદિરનો નકશો આગ્રાના એક ઉત્સાહીરામે બનાવ્યો હતો. મંદિર બાંધવાનું કામ સંવત ૧૫૬૫ ના વૈશાખ સુદી ૩ ના રોજ શરૂ કર્યું.

અને નાના મંદિરમાં શ્રીનાથજીને પધરાવી સેવા વગેરેનો પ્રબંધ બાંધી દૈવી જીવોને શરણે લેઇ શ્રીનાથજીની આજ્ઞા લેઇ શ્રીમહાપ્રભુજી અધુરી રહેલી યાત્રા પુરી કરવા પધાર્યા. રસ્તામાં ચાલતાં ચાલતાં પોતે માધવભટ કાશ્મીરી પાસે ગ્રંથો લખાવતા હતા અને એવાં પુસ્તકોનો બોજો એક ગાડા જેટલો થતો તે વાસુદેવ ઉપાડતા, તેથી શ્રીમહાપ્રભુજી તેને છકડો કહેતા.

મધુવનમાં વ્રજયાત્રા પુરી કરી શ્રીમહાપ્રભુજી કુરુક્ષેત્રના માર્ગથી બદ્રિકાશ્રમ પધાર્યા, ત્યાં બદરીનાથનાં દર્શન કરી આગળ વ્યાસાશ્રમમાં આવ્યા. ત્યાં વ્યાસજીનાં દર્શન

થયાં. તેમને પ્રમાણચતુષ્ટયમાં શ્રીમહાપ્રભુજીએ કેટલાક સંશયો પુછયા, તે સંશયોનો ખુલાસો કરીને વ્યાસજીએ કહ્યું કે આપે ભક્તિમાર્ગ પ્રવર્તાવવાનો છે, તેથી આપે ગૃહસ્થાશ્રમ કરવો એવી અમારી ઇચ્છા છે. ત્યારે શ્રીમહાપ્રભુજીએ તે આજ્ઞાનો સ્વીકાર કર્યો. ત્યાંથી આપ પ્રયાગ પધાર્યા તે સમયે ત્યાં મહોદય પર્વ હતું, ત્યાં સ્નાન કરી પોતે કાશીમાં પધાર્યા. અત્રે પાંચ વર્ષે બીજી યાત્રા સમાપ્ત થઇ.

---

# વિવાહ અને બીજી યાત્રા.

---

અત્રે કાશીમાં શ્રીવિઠ્ઠલનાથજીએ પ્રેરેલો દેવભટ નામે બ્રાહ્મણ પોતાની કન્યા શ્રીમહાપ્રભુજીને આપવાની પ્રાર્થના કરવા લાગ્યો ત્યારે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે એ વાત માતાજીને પુછો એમ કહી શ્રીમહાપ્રભુજીએ માતાજીને બોલાવવા સારૂ કેટલાક શિષ્યોને મોકલ્યા. એટલે દેશમાંથી માતાજી તથા પોતાનું કુટુંબ આવ્યું. ત્યાં શેઠ પુરુષોત્તમદાસે વિવાહના ઉપયોગમાં આવે તેવા તમામ પદાર્થો ભેગા કર્યા હતા અને દરેક પ્રકારની તૈયારી કરી રાખી હતી એટલે વિધિપુરસ્સર વિવાહનો આરંભ થયો. અસાડ સુદી ૧ ને દિવસે આત્રેય ગોત્રના દેવભટ્ટની પુત્રી નામે મહા-

લક્ષ્મીનું વર શ્રીવલ્લભાચાર્યજીનું દેવભટે પૂજન કરી પૂર્ણ પ્રેમ અને આનંદથી કન્યાદાન દીધું અને પછી લગ્ન થયું. વિવાહ સમાપ્ત થયા પછી શ્રીમદ્‌આચાર્યજી મહાપ્રભુજી કાશીમાં છ માસ સુધી ત્યાંજ રહ્યા. તેમના સસરાના ઘરમાં પંચદેવની પૂજા હતી તે શ્રીમહાપ્રભુજીને અર્પણ કરી તે પૈકી શ્રીગોકુલેશ્વરપ્રભુનું સ્વરૂપ હતું તે પોતે સેવામાં રાખી લીધું અને બાકીનાં બીજાં સ્વરૂપોને શ્રીમહાપ્રભુજીએ ગંગાજીમાં પધરાવી દીધાં તે સમયે તે સ્વરૂપોએ શ્રીમહાપ્રભુને કહ્યું કે:—

## દોહરો.

પુરુષોત્તમ પ્રભુ આપ છો, ધર્મ તણા અવતાર;
પ્રગટયા ધર્મને કારણે આ ભૂતલ મોઝાર. ૧

આપજ જો માનો નહિં, તો આ જગની માંહ્ય;
માને કોણ અમને પ્રભુ? વિચારો મન માંહ્ય. ૨

ત્યારે શ્રીમહાપ્રભુજીએ (આશ્વાસન દઇ).

આશ્વાસન દેઇ ઉચ્ચર્યા દેવોની પ્રત્યેય,
અનન્ય ભકતો વિણ સૌ, માનશે જગ મધ્યેય ૧
લગ્ન પ્રસંગે ભકતો પણ, પધરાવશે તમનેય;
તે માટે પ્રસન્ન થઇ, પધારો સ્વસ્થાને.ચ. ૨

આ પ્રમાણે શ્રીમહાપ્રભુજીનું વચન સાંભળી તે દેવો પ્રસન્ન થઇને તિરોહિત થયા. ગંગા તીર્થનું સ્થાન હોવાથી

ત્યાંજ શિવાદિનો નિત્ય નિવાસ હોવાથી તે જળમાં દેવતાઓની મૂર્તિને પધરાવવામાં દોષ નથી. તે દેવોના મનને તાપ ન થાય એમ શ્રીમદ્આચાર્યશ્રીનો આશ્રય હતો. તેથી દેવોએ શ્રીમદ્ વલ્લભાચાર્યજીને માન્યા.

પછી તમામ દૈવી જીવોના ઉદ્ધાર માટે શ્રીમહાપ્રભુજીએ ત્રીજી યાત્રાનો પ્રારંભ કર્યો. અને કેટલાક શિષ્યોને સાથે લેઇને તથા કેટલાકને માતાજીની પાસે કાશીમાં રાખીને ત્યાંથી પોતે આગળ ચાલ્યા, અને ત્યાંથી ઝાડખંડીમાં થઇ શ્રીમદ્ગોવર્ધનનાથજીની પાસે પધાર્યા ત્યાં સેવાનો ક્રમ નક્કી કર્યો અને ત્યાં શ્રીમદ્ભાગવતનું પારાયણ કરી પાછા પોતે ગોકુળ પધાર્યા. ત્યાંથી વૃંદાવન પધાર્યા અને ત્યાં થોડા દિવસો બિરાજ્યા તે દરમિયાન એક વખત પ્રભુદાસ જલોટા ક્ષત્રિયને કોઇએ સખડી પ્રસાદ આપવા માંડયો ત્યારે પ્રભુદાસે કહ્યું કે મેં સ્નાન કર્યું નથી તેથી શીતે પ્રસાદ લેઉ ? આ વાત શ્રીમહાપ્રભુએ જાણી ત્યારે પ્રભુદાસને આજ્ઞા કરી કે વૃંદાવન જેવા પવિત્ર સ્થાનમાં મહાપ્રસાદ લેવામાં સ્નાન કર્યા ન કર્યાની ભેદ બુદ્ધિ રાખવી, એ યોગ્ય નથી. કારણ પદ્મપુરાણમાં કહ્યું છે કે:--

वृक्षे वृक्षे वेणुधारी, पत्रे पत्रे चतुर्भुजः ॥
यत्र वृंदावनं तत्र, लक्ष्यालक्ष्यकथा कुतः ॥१॥
स्थलादिभ्योरजः पुण्यं, रजसोऽपि जलं वरम् ।
यत्र वृंदावनं तत्र, स्नानास्नानकथा कुतः ॥२॥

જ્યાં વૃક્ષે વૃક્ષે વેણુધારી ( ભગવાન શ્રીકૃષ્ણ ) અને પત્રે પત્રે શ્રીચતુર્ભુજ છે એવા આ વૃંદાવનમાં લક્ષ્ય અને અલક્ષ્યની કથા શા માટે જોઇએ ? જ્યાં સ્થળો કરતાં રજ વધારે પવિત્ર છે, અને જ્યાંની રજ કરતાં જળ વધારે પવિત્ર છે, (એવા આ વૃંદાવનમાં) નાહ્યા ન નાહ્યાની કથા (ભેદ) શા માટે જોઇએ ? માટે એ પ્રમાણે નિરંતર ભાવના કરવાથી વૃક્ષે વૃક્ષે અને પત્રે પત્રે શ્રીકૃષ્ણનાં દર્શન થશે. શ્રીમહાપ્રભુજીનાં એવાં ઉપદેશિક વચનામૃતો સાંભળી પ્રભુદાસે પ્રસાદ લીધો. ઉક્ત ભાવનાનું પોષણ કરતાં અંતે સર્વત્ર ભગવાનનાં દર્શન થવાથી કૃતાર્થ થયા પછી શ્રીમહાપ્રભુજી વ્રજમાં શ્રીનાથજીનાં દર્શન કરી કાશી પધાર્યા. ત્યાં ગોધરાવાળા રાણા વ્યાસને ગંગાજીમાં આત્મઘાત કરતા બચાવી શરણે લીધા.

પછી શ્રીમહાપ્રભુજી ક્રમે ક્રમે શ્રીજગદીશ વગેરે સ્થળો કરી ગુજરાત પધાર્યા. અને નરોડા-ગોધરા વગેરેમાં પારાયણ કરી પોતાની બેઠકો સ્થાપી ત્યાંથી કચ્છ, ભૂજ, બદરિકાશ્રમ અને વ્યાસાશ્રમમાં પધાર્યા. ત્યાં વ્યાસજીનાં દર્શન કરી શ્રીમદ્ભાગવતમાં કેટલેક ઠેકાણે ન્યૂનાધિકતા હતી તે બાબત શ્રીવેદવ્યાસને જણાવતાં તે ન્યૂનાધિકતા દૂર કરાવી પોતે હરિદ્વારમાં કુરુક્ષેત્ર, વ્રજયાત્રામાં આવ્યા, અને શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરી મહાવનમાં પધાર્યા. ત્યાં નારાયણદાસ બ્રહ્મચારીના ઠાકોરજી શ્રીગોકુળચંદ્રમાજીનું

લાલન પાલન કરી ત્યાંથી પોતે આગ્રે (અગ્રપુર) પધાર્યા; ત્યાં શ્રીનવનીતપ્રિયાજીને પ્રસન્ન કરી કનોજ પધાર્યા. ત્યાં દામોદરદાસે સેવેલા શ્રીમથુરાનાથજીની પ્રીતિવડે સેવા કરી આપ અલર્કપુર (અડેલ) પધાર્યા.

ત્યાં સોમેશ્વરે રાત્રિને વિષે શ્રીમહાપ્રભુજીને પ્રાર્થના કરી કે આપે સંપ્રદાય સ્થાપન કર્યો; હવે કુટુંબ સહિત આ સ્થળે નિવાસ કરો. ભૂમિતલમાં ત્રણ વૈકુંઠ ભૂમિ છે; (૧) ચરણાદ્રિ, (૨) આ ભૂમિ, (૩) ચંપારણ્ય, આ સ્થળમાં ત્રણ પ્રકારનાં તુળશી થાય છે; એક વનોદ્ભવ, બીજી કૃષ્ણ, ત્રીજી શ્વેત; તેમજ માલતી અને ધાત્રી (આંબળાં) નાં વૃક્ષ પણ અહિં થાય છે. ત્યારે શ્રીમહાપ્રભુજીએ તે કબુલ કર્યું. પછી ત્યાંથી કાશી પધાર્યા, અને પોતાનાં માતુશ્રીનાં દર્શન કરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા; અને ત્રીજી યાત્રા સમાપ્ત થઇ.

અત્રે કાશીમાં નિવાસ દરમ્યાન માતૃચરણની આજ્ઞાથી આપે ત્રીસહજાર બ્રાહ્મણોને ભોજન કરાવ્યું અને આ ખર્ચમાં ભગવદીય શેઠ પુરુષોત્તમદાસજી પોતાના દ્રવ્યનો વિનિયોગ કરી કૃતાર્થ થયા.

અત્રે પોતાની પાસે વાદમાં ઘણા લોકો ભેગા થતા તેથી યજ્ઞકાર્ય, સેવાકાર્ય અને ગૃહકાર્યમાં ભંગ પડવાનો સંભવ લાગ્યો, ત્યારે શ્રીમહાપ્રભુજીએ પુરુષોત્તમદાસને એક સભા બોલાવવાની આજ્ઞા કરી. એટલે પુરુષોત્તમદાસે પંચ

ગંગાઘાટ ઉપર એક મોટી સભા બોલાવી. આ સભામાં રોજ વાદવિવાદ ચાલવા લાગ્યો, અંતે સત્તાવીસમેં દિવસે શ્રીમહાપ્રભુજીએ ઉપેન્દ્રયતિ અને બીજા વિદ્વાનોનો પરાજય કર્યો.

પછી શેઠ પુરુષોત્તમદાસની વિજ્ઞપ્તિ અને નિવાસની સગવડ ધ્યાનમાં લેઇ આપ પુરુષોત્તમદાસના વિશાળ મકાનમાં થોડો સમય રહેવા ગયા. બાદ ત્યાંથી કાશી પાસે ચરણાદ્રિ ( ચરણાટ ) રહેવા પધાર્યા. અત્રે પણ માયાવાદ અને ભાટ્ટમતના પંડિતો વિવાદ કરવાની ઇચ્છાથી કાશીથી આવ્યા, તેમને કહ્યું જે ભગત્સેવામાં પ્રતિબંધ થાય તેથી હું થોડા દિવસમાં કાશીમાં આવી બન્ને પક્ષકારોના મત વિષે મારા જે વિચારો છે તે લેખિત પ્રગટ કરીશ અને પછી તમોને એ બાબતમાં કાંઈ સંશય રહે તો મને સુખેથી પુછજો એમ કહી તેઓને વિદાય કર્યા.

બાદ કાશીમાં પધાર્યા અને પોતાનો નિર્ણય લખીને શ્રીકાશીવિશ્વેશ્વરના મંદિરના આગલા દ્વારપર ચોઢયો. તે પત્ર " पत्रावलंबन " નામના ગ્રંથથી પ્રસિદ્ધ છે જે વાંચીને કાશીના સઘળા વિદ્વાનો મૌન થયા, કોઇને સંદેહ રહ્યો નહિં. પરંતુ તમામ માયાવાદી વિદ્વાનોનો પરાજય થયો તેમાંનો એક વિદ્વાન શ્રીવિશ્વેશ્વરના મંદિરમાં જઇ ધરણું ઘાલી બેઠો, અને શ્રીમહાદેવજીને પ્રાર્થના કરી કે–આપે શ્રીશંકરાચાર્યનું સ્વરૂપ ધારણ કરીને બ્રહ્મના

નિરાકાર સ્વરૂપનું વર્ણન કરેલું છે, એ મતનું ખંડન કરી શ્રીમદ આચાર્યજીએ બ્રહ્મનું સાકારત્વ પતિપાદન કર્યું, માટે એ બાબતમાં આપનો અભિપ્રાય હોય તે કહો. ત્યારે શ્રીવિશ્વેશ્વરનાં લિંગમાંથી નીચે પ્રમાણે વાણી ઉદ્દભવી.

**सत्यं सत्यंच सत्यंच सत्यं श्रीवल्लभोदितम् ॥**
**प्रवर्ताच प्रवर्त्यंच प्रवर्तेत पुनः पुनः ॥**
**प्रवर्तय शंकरं प्रति ॥**

**અર્થ**—શ્રીવલ્લભે કહેલું છે તે સત્ય છે, સત્ય છે, પ્રવર્તાવનાર સત્ય છે અને પ્રવર્તાવવાની વસ્તુ પણ સત્ય છે, માટે તે વારંવાર પ્રવર્તો. (તે) શંકરના મતની સામે પ્રવર્તાવો. શ્રીકાશી વિશ્વેશ્વરનો તે નિર્ણય સાંભળી ઘરણું ઘાલનાર વિદ્વાન અને ઇતર માયાવાદીઓ સખેદ આશ્ચર્ય પામી શરમાઇ ગયા.

આ "પત્રાવલંબન" ગ્રંથ બાબત ગોપાળદાસે પોતાના વલ્લભાખ્યાનમાં કહ્યું છે કે:—

"પત્રાવળંબને" પંડિત જીત્યા, માયીક મત માતંગ. પછી હરિવંશનો પાઠ કરનાર વિદ્યાર્થીઓ શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા.

બાદ શ્રીમહાપ્રભુજીએ અલર્ક પુર (અડેલ) માં નિવાસ કર્યો. આગામ અલ્હાબાદ જીલ્લામાં શ્રીયમુનાંજીના દક્ષિણ કિનારા ઉપર એક ઉંચી જગા ઉપર છે, આગળ

શ્રીગંગા અને શ્રીયમુનાંજી, નો સંગમ થાય છે. પોતે આ ગામમાં નિવાસ કરી રહ્યા ત્યારે તે વખતે પણ એક નાનું ગામડુ હતું. અત્રે અડેલમાં બિરાજી પોતે બીજા ગ્રંથો રચવા લાગ્યા.

પછી ત્યાંથી શ્રીમહાપ્રભુજી એક વખત વ્રજયાત્રા કરવા પધાર્યા, ત્યાંથી આગ્રા તરફ જતાં વચમાં ગૌ ઘાટ ઉપર મુકામ કર્યો. આ ઘાટ ઉપર સુરદાસ કવિ રહેતા હતા. સ્વામી તરીકે કંઠીઓ બાંધી એમણે ઘણા સેવકો કર્યાં હતા. તે શ્રીમહાપ્રભુજીનાં દર્શન કરવા આવ્યા, ત્યારે શ્રીમહાપ્રભુજીએ તેમને કોઇ વખત જોયેલા નહિ હતા, પરંતુ પોતે સાક્ષાત ઇશ્વર અને અંતર્યામી છે તેથી આજ્ઞા કરી કહ્યું કે "સુર આવો બેસો" એટલે દર્શન કરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી આગળ આવી બેઠા, ત્યારે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કેઃ—

"કાંઇ ભગદયશ વર્ણન કરો" ત્યારે સુદદાસજીએ એક પદ ગાયું:—

**પદ.**—રાગ ધનાશ્રી.

હો હરિ સબ પતિતન કો નાયક,
કો કરી શકે બરાબર મેરી? ઇતને માનકે લાયક- હો હરિ. ૧
જો તુમ અજામિલસોં કીની જો પાંતી લિખ પાઊં,
હોય વિશ્વાસ ભલો જીય અપને, ઓર પતિત બુલાઊં—હો હરિ. ૨

સિમિટે જહાં તહાં તે સબ કોઇ—આય જુરે એક ઠોર
અબકે ઇતને આનિ મિલાઉ બેર દુસરી ઓર— હો હરિ. ૩
હોડા હોડી મન હુલાસ કરી, કરે પાપ ભરી પેટ,
સબહિન લે પાયન તર પરિ હો: યહી હમારી ભેટ—હો હરિ. ૪
એસી કિતનીક બનાઉં પ્રાનપતિ સુમરત હે ભયો આટો,
અબકે બેર નબેર લેઉ પ્રભુ, સુરપતિ તન કોટાંટો—હો હરિ. ૫

વળી સુરદાસજીએ બીજું પણ પદ ગાયું કે:—

મેં પ્રભુ સબ પતિતનકો ટિકો.—મેં પ્રભુ૦
ઔર પતિત સબ દોષ ચારીકે, મેં તો જન્મ તહીકો. મેં.

એ સાંભળી શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે તમે સુર હોઇને આવી ભય ( ધિધિયાટ ) શા માટે રાખો છો? નિર્ભય-પણે શ્રીહરિના ગુણ ગાશો, તથા કાંઇ ભગવદ્ લીલાનું વર્ણન કરો. ત્યારે સુરદાસજીએ વિનતી કરી કે મહારાજ! હું તો કાંઇ સમજતો નથી, ત્યારે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે જાઓ સ્નાન કરી આવો એટલે હું સમજાવું, ત્યારે સુરદાસજી સ્નાન કરી આવ્યા, એટલે શ્રીમહાપ્રભુજીએ નામ સંભળાવ્યું, અને પછી બ્રહ્મસંબંધ કરાવ્યો, તથા તુળશીની માળા પહેરાવી. અને પછી દશમ સ્કંધની અનુ-ક્રમણીકા કહી. તેથી સર્વદોષ દુર થઇ ગયા, અને દશમની અનુક્રમણીકાના શ્રવણથી દાસ્ય પર્યંતની સાત ભક્તિ તેમને સિદ્ધ થઈ, અને નિવેદન કરાવ્યું તેથી શ્રીનાથજીએ તેમનો અંગિકાર કર્યો તેથી સખ્ય, અને આત્મ નિવેદન બે ભક્તિ પ્રાપ્ત થઇ.

તેથી સુરદાસજીને તુરત નવધાભક્તિ સિદ્ધ થઇ ગઇ શ્રી. મહાપ્રભુજીએ દશમસ્કંધની, શ્રીસુબોધિનીજીના મંગળાચરણ-ની કારિકાનો પ્રથમ શ્લોક કહ્યો—

**नमामि हृदये शेषे लीला क्षीराब्धिशायिनम् ।**
**लक्ष्मी सहस्र लीलाभिः सेव्यमानं कला निधिम् ॥**

આ મંગળાચરણને અનુસાર સુરદાસજીએ તે વખતે શ્રીમહાપ્રભુજીની સન્નિધાન એક એવું નવું પદ કરીને ગાયું તે પદ—

**પદ ૩ જું**:—રાગ બિલાવલ.

ચકઇરી ચલ ચરન સરોવર, જ્યાં નહિં પ્રેમ વિયોગ;
તહાં ભ્રમ નિસા હોત નહીં કબહું, વેસાયર સુખયોગ– ચક.
સનકસે હંસ મિન શિવ મુનિજન, નરરવિ પ્રભા પ્રકાશ;
પ્રભુલિત કમલ નિમિસ નહિં શશીડર, ગુંજત નિગમ સુવાસ—ચક.
જિંહિસર સુભગ મુક્તિ મુક્તાફલ, વિમલ સુકૃત જલ પીજે;
સોસર છાંડ કર્યા કબુદ્ધિ વિહંગમ, ઇહાં રહિ કહા કીજે—ચક.
જહાં શ્રી સહસ્ર સહિત હરિ ક્રિડત, શોભિત સુરજદાસ;
અબન સુહાય વિષય રસ છિલ્લર, વહ સમુદ્રકો આસ– ચક.

આ સાંભળી શ્રીમહાપ્રભુજી ઘણાજ પ્રસન્ન થયા અને જાણ્યું કે, હવે એમને લીલાનો અભ્યાસ થયો.

આવી રીતે સુરદાસજી શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા (થયા) તેમજ તેમના (સુરદાસજીના) શિષ્યો પણ શ્રીમહા-પ્રભુજીને શરણ થયા.

સુરદાસના ઉપર અનુગ્રહ કરી શ્રીમહાપ્રભુજી ગોકુળમાં પધાર્યા અને ત્યાં થોડા દિવસો રહ્યા તે પછી સહકુટુંબ પોતે શ્રીગિરિરાજ ઉપર પધાર્યા ત્યાં પુર્ણમલ્લ વાળુ નવું મંદિર તૈયાર થયું હતું તેમાં શ્રીગોવર્ધન નાથજીને વૈશાક સુદી ૩ ત્રીજના રોજ પધરાવ્યા. આ પ્રસંગે હજારો વિદ્વાનો વૈષ્ણવો, સંત સાધુ, અને વ્રંદાવનના મહંતો ત્યાં ભેગા થયા. આ—અરસામાં કૃષ્ણદાસ (અધિકારી) ને શ્રીમહાપ્રભુજીએ શરણે લીધા. અને શ્રીગિરિરાજ ઉપર એક યજ્ઞ કરી વૈશાક સુદી ૩ ના રોજ શ્રીનાથજીની સ્થાપના કરી (પાટ પધરાવ્યા) પુર્ણ મલ્લક્ષત્રી, જેણે આ નવું મંદિર બંધાવ્યું તેમણે શ્રીગોવરધન નાથજીને, ચંદન અને દ્રવ્ય અર્પણ કર્યું, ત્યાં આવેલા વિદ્વાનો, સંત, સાધુ અને મહંતોનો શ્રીમાહાપ્રભુજીએ દાન અને માનાદિથી સારો સત્કાર કર્યો.

કૃષ્ણદાસને અધિકારી નિમ્યા, સેવાને માટે માધવેંદ્રયતિ, અને એમના શિષ્યોને નિમ્યા, પાકને માટે ઔદિચ્ય બ્રાહ્મણોને નિમ્યા, બીજા કામને માટે હરિ અને રામદાસની નિમણુક કરી. મંદિરના રક્ષણ માટે વિરક્ત વૈષ્ણવો, તથા વ્રજવાસીઓની નિમણુક કરી, અને કીર્તન સેવા માટે કુંભનદાસની યોજના કરી. ઉપર મુજબ મંદિરના વહીવટનો ઘટતો બંદોબસ્ત કરી આપશ્રી મહાપ્રભુજી સહકુટુંબ ગોકુળ પધાર્યા. એ પ્રમાણે વ્રજયાત્રા કરી આપ

પાછા અડેલમાં પધાર્યા. આ સ્થળમાં સંવત ૧૫૬૭ ના ભાદરવા વદી ૧૨ ના રોજ શ્રી મહાપ્રભુજીને ત્યાં શ્રીગોપીનાથજીનો પ્રાદુર્ભાવ થયો તે શ્રી બળદેવજીનો અવત્તાર હતાઃ–

## સાખી.

આનંદ વાધ્યો અતિ ઘણો, ત્યાં શ્રીવલ્લભનેય,
દાન દીધાં વિપ્રો અને, ભાટ, ચારણ, ભિક્ષુકનેય. ૧

શ્રીગોપીનાથજીને સંસ્કાર કરાવી આપ કાશી પધાર્યા, અને શેઠ પુરૂષોત્તમદાસને પ્રયાગમાં જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવાની તૈયારી કરવાની આજ્ઞા કરી પોતાએ તે યજ્ઞમાં સારા અને યોગ્ય વિદ્વાનોને તેડાવ્યા, અને યથાવિધિ જ્યોતિષ્ટોમ યજ્ઞની પૂર્ણાહુતિ નિર્વિઘ્ને સમાપ્ત થઇ યજ્ઞ પુરો થતાં સઘળા આવેલાનો દાન માન વડે સારો સત્કાર કરાવ્યો અને બ્રાહ્મણોને બહુ દક્ષિણા આપી આપ અડેલ પધાર્યા.

અત્રે અડેલમાં આપ એક વખત શિયાળામાં પ્રાતઃકાળે સ્નાન કરીને બિરાજ્યા હતા અને જપ સંધ્યા કરતા હતા ત્યાં કેટલાક વૈષ્ણવો આપની પાસે બેઠા હતા તે સમયે તેમને આજ્ઞા કરી કે આજ તો અમોને શરદી વ્યાપી ગઇ છે, તેથી હમારી પ્રકૃતિ ઠીક નથી, તે સમયે કેટલાક વૈષ્ણવોએ ઉઠીને બજારમાં જઇ નવું ઔષધ ખંડાવી તૈયાર કરીને લાવ્યા (તુરત લઇને આવ્યા) ને તે શ્રીમહાપ્રભુજીને આપ્યું, ત્યારે પોતાએ પોતાની પાસે એક સઘડી હતી તેમાં નાંખી દીધું. ત્યારે સઘળા વૈષ્ણવો આશ્ચર્ય પામ્યા;

ને જ્યારે બે ત્રણ દિવસ વિત્યા ત્યારે પોતે ખુશીમાં બિરાજ્યા હતા તે સમયે પેલા વૈષ્ણવો આવ્યા અને તેમણે પુછયું જે, તે દિવસે આપ ઔષધ કેમ આરોગ્યા નહોતા? ને સઘડીમાં કેમ નાખી દીધુ હતું? ત્યારે આપે આજ્ઞા કરી કે એ તો હમેજ આરોગ્યા હતા એમ કહી આપે અગ્નિનું સ્વરૂપ દેખાડયું ત્યારે સર્વ વૈષ્ણવોને માલુમ પડયું જે આતો સાક્ષાત્ અગ્નિનાજ અવતાર છે.

બાદ કુટુંબ સહ વર્તમાન શ્રીજગદિશની યાત્રા માટે પધાર્યા, ત્યાંની યાત્રા કરી આપ કાશીમાં પધાર્યા, અત્રે ચરણાદ્રિનો રાજા આપને શરણે આવ્યો અને ચરણાદ્રિમાં રહેવા વિગેરેની સગવડવાળાં મકાનો તૈયાર કરાવી આપ્યાં. અને તેમાં પધારવાની વિજ્ઞપ્તિ કરી તેથી આપ ચરણાદ્રિમાં પધાર્યા, અને સહકુટુંબ આપે અત્રે નિવાસ કયો અત્રે સંવત ૧૫૭૨ ના માગસર માસના કૃષ્ણ પક્ષની નવમી (૯) ને ભૃગુવારે હસ્ત નક્ષત્રમાં પોતાનાં ધર્મ પત્નિ શ્રી મહાલક્ષ્મીજીની કુખેથી સાક્ષાત્ પુર્ણ પુરૂષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણ શ્રીવિઠ્ઠલનાથજીના પ્રાદુર્ભાવ થયો. આ સમયે સાક્ષાત્ શ્રીવિઠ્ઠલેસ પ્રભુ અત્રે પધાર્યા. અને શ્રીનંદાલયના જેવો મહોત્સવ થયો. અને આ શુભ પ્રસંગે શ્રીમહાપ્રભુજીને આનંદનો પાર રહ્યો નહિ:—

## સાખી.

પુરૂષોત્તમ પ્રભુ પ્રગટીયાને, ભુતળપર મહારાજ,
દૈવી જીવો કારણે કળીમાં શ્રદ્ધિજરાજ ॥ ૧

## ધોળ.—રાગ કેદારી.

( રહ્યો મોહી શ્રીવલ્લભ ગૃહ ભાવે—એ રાગ )

ભૂતળ ભાગ્ય તણો નહિ પાર;
શ્રીમદ્ વલ્લભનંદન પ્રગટયા, કરવા દૈવિનો ઓદ્ધાર— ભૂ० ૧
દાન દીએ છે શ્રીવલ્લભરાયને, આનંદ ઉરન માય,
વિપ્રો વેદ ભણી રહ્યા છેને, ગુણીજન ગુણલા ગાય— ભૂ० ૨
નાચે ગંધર્વ અને ગણિકા, પુષ્પની વૃષ્ટિ ત્યાં થાય,
મંગળ કનક કલસ શુભ મંગળ, મોતિન ચોક પુરાય— ભૂ० ૩
મોદભર્યા આવ્યાં સૌ વ્રજજન, કરવા પ્રભુ દર્શન,
હરદ, દુધ, અક્ષતદધિ રોરી, જ્યાંહાં ત્યાંહાંથી સૌજન— ભૂ० ૪
સુંદર રૂપ મનોહર હરિનુંને, પ્રફુલ્લિત ચંદ્રવદન,
દુઃખ નિકંદન, ભવભીડભંજન, નિરખી કરે મનરંજન—ભૂ० ૫
ધ્વજા, પતાકા, તોરણમાળા, સુંદન્દર સાથીયા દ્વારે,
ઝાંઝ મૃદંગ તણા ઝણુકારા, થાય છે તે વારે— ભૂ० ૬
ધન્ય દિવસને ધન્ય ઘડીએ, પ્રગટયા પ્રાણજીવન,
જે જન શરણે આવીયા તેમના, ટાળ્યા છે ભવ બંધન ભૂ० ૭
જેટલી રવિછાયાની કણિકા, તેટલા દોષ છે મારા,
આપ ચરણ પ્રતાપ તેજથી તે સૌનો કરો સંહાર ભૂ० ૮
એવા દોષ ભરેલો હું હરિ, તોયે ગ્રહયો કરમારો,
દિન દાસપર દયા કરીને પ્રતિબંધ સર્વ ટાળો— ભૂ० ૯

## ધોળ—રાગ દેવગંધાર.

ભયો શ્રીવલ્લભ ગૃહ અવતાર;—
પોષ કૃષ્ણ નોમી પ્રભુ પ્રગટે, હસ્ત નક્ષત્ર ભૃગુવાર–ભયો૦ ૧
દ્વિજ બુલાય સબ કિયે વેદ ધ્વની, વરત્યો જય જયકાર,
લક્ષ્મણ નંદન મહામોદસો, દેત હે દાન અપાર– ભયો૦ ૨
યુવતિજન સબ હિલમિલકે, અતિ ગાવત મંગલચાર,
વ્રજપતિ જગમે પ્રગટ ભયે હે, ભક્તન પ્રાણ આધાર–ભયો૦ ૩

## ધોળ.—રજુ રાગ દેવગંધાર.

ઓહોરિ કૃષ્ણ શ્રીગોકુલ પ્રગટે શ્રીવિઠ્ઠલ નાથ હમારે,
દ્વાપર વસુધા ભાર હર્યો હરિ, કલિયુગ જીવ ઉધારે– ૧.
જબ વસુદેવ ગૃહ પ્રગટ હોય કે, કંસાદક રિપુ મારે,
અબ શ્રીવલ્લભ ગૃહ પ્રકટ હોય કે માયાવાદ નિવારે– ૨.
એસો કાવંકા હે જગ મહિયાં, વરણે ગુણજો તિહારે,
માણેકચંદ પ્રભુકો શિવ ખોજત ગાવત વેદ પુકારે– ૩.

ઉપર મુજબ શ્રીવિઠ્ઠલેશ પ્રભુ શ્રીગુંસાઇજીના પ્રાગટય સમયે કૃપા પાત્ર માહાન્ ભગવદીયોએ વિવિધ પ્રકારની તેમના ગુણો અને માહાત્મ્યના વર્ણનની એનેક વધાઇઓ ગાઇ છે. વળી તેમના પ્રાગટય વિશેનાં પ્રમાણો અગાઉ (શ્રીમહા પ્રભુના પ્રાગટયનાં પ્રમાણો સાથે) અપાઇ ગયાં છે છતાં બ્રહ્માન્ડપુરાણમાં સાક્ષાત્ ભગવાને બ્રહ્માજી આગળ વચનો કહ્યાં છે કે:—

**श्लोकः—कृष्णो बुद्धो विट्ठलेशः कलिकम्लेंच्छनिकृंतनः ॥**

અર્થઃ—કળીયુગમાં મુખ્ય ચાર અવતાર થશે તેમાં પ્રથમ અવતારે શ્રીકૃષ્ણ-બીજે અવતારે બુદ્ધા અવતાર ત્રીજે શ્રી વિઠ્ઠલનાથજી અને મ્લેચ્છનો પરાજ્ય કરવાને ચોથે અવતારે શ્રીકલંકિ અવતાર થશે.

આ-શ્રીવિઠ્ઠલેશ પ્રભુએ શ્રી ગુંસાઇજીનું પદ ધારણ કર્યું, અને, તેમના વંસજો અત્યારે પણ શ્રીગુંસાઇજીજ કહેવાય છે. આ શ્રીગુંસાઇજીએ પણ શ્રીમહાપ્રભુજીએ સ્થાપિત પુષ્ટ માર્ગને પ્રકાશમાં લાવી અનેક જીવોનો ઓદ્ધાર કર્યો છે જે બાબત ૨૫૨ વૈષ્ણવોની વાર્તાના ગ્રંથમાં આપના ઐશ્વર્ય આદિક ચમત્કારો પ્રગટ છે, એટલે તે વિશે અત્રે વિશેશ વિવેચન કરવાની જરૂર જણાતી નથી. પરંતુ તેમના જીવનનું ટુંક વૃતાંન્ત નિચેના ધોળમાં છે.

**ધોળ.**—રાગ પુનમ ચાંદનીનો.

આજે આનંદનો દિન અતિ રળીયાણોરે;
પ્રાકટય વલ્લભ સુત શ્રીવિઠ્ઠલનાથજી તણોરે,
દૈવી જીવોના ઉદ્ધારક અગ્નિ કુમાર;
પુષ્ટિ મારગના પ્રકાશક પુરૂષોત્તમ પ્રભુરે— આજે૦ ૧.

સંવત પંદર બોતરાને માગસર વદી નોમ;
મહાલક્ષ્મી કુખ પધારીને, પાવન કીધી ભોમ,
વાગ્યાં દુંદુભિ દેવનાં, પુષ્પ તણી વૃષ્ટિ થઇરે— આજે૦ ૨.

આનંદ ઉદધિ ઉમગ્યો, જેવો નંદને ત્યાંય,
તેવો આનંદ અહિ થયોને, ગુણી જન ગુણજ ગાય,
દીધાં શ્રીવલ્લભે વિપ્રોને દાનજ ઘણાંરે— આજે૦ ૩.
માયા મત ખંડન કરીને, કીધો પુષ્ટિ પ્રકાશ;
નિજ જીવો શરણે લીધાને, કરીને પૃથ્વી પ્રવાસ,
વિદ્વન મંડન આદિ ગ્રંથો પણ, રચિયા ઘણારે— આજે૦ ૪.
સેવા કરી શ્રીનાથનીને, શીખવી જીવોનેય;
અન્યો અન્ય પ્રેમજ ઘણોને રૂપજ એક એબેય,
ગાઠે ઘડી નહિં પણ વિરહ, સહ્યા છ માસનોરે— આજે૦ ૫.
કળીયુગમાં દ્વાપર તણોને, વલ્લભી વૈષ્ણવનેય,
લાવ્હો આપ્યો એમણેને, તેમના ગુણ ગઇએય,
કહે દીન દાસ હું આવ્યો શરણે એમનેરે— આજે૦ ૬.

## સાખી.

કરગૃહ્યા કિંકર તણોને, જોયા નહિં દોષાય,
તરછોડો નહિં શ્રીહરિ, બિરદને સભાળોય. ૧.

## ધુન્ય. ૧.

શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજીસ્વામી શરણ તમારે આવ્યોરે,
સંસાર સઘળો જુઠો જાણી, હરિરસ મુજને ભાવ્યોરે. ૧

## ધુન્ય. ૨.

જય જય વલ્લભ વિઠ્ઠલ, હે સ્વામીશ્રીજી,
કૃપા કરો આ કિંકર ઉપર મૈયા યમુનાંજી. ૨.

શ્રીવિઠ્ઠલેશ પ્રભુની યોગ્ય ઉમર થતાં તેમને શ્રીમહા-પ્રભુજીએ અડેલમાં યજ્ઞોપવિત આનંદ અને ઉત્સવથી ધારણ કરાવ્યું. બાદ પોતે શ્રીદ્વારકેશનાં દર્શને પધાર્યા ત્યાંથી શ્રીજગદિશને પ્રસન્ન કરી પાછા વળતાં ગંગા સાગરના સંગમને વિષે શ્રીભાગવત્ ઉપરની શ્રીસુબોધિનીજી નામની ટીકા તૃતીય સ્કંધ સુધીની પુરી થતાં શ્રીમાહાપ્રભુજીને શ્રીહરિના ધામમાં પધારવાની પ્રથમ આજ્ઞા થઇ, ત્યારે આપે વિચાર કર્યો કે, શ્રીમદ્ભાગવત્ એ ભક્તિ પોષક ગ્રંથ છે, અને એ આખા ગ્રંથ ઉપર ટીકા લખવાની જરૂર હોવાથી તે લખવાની મને ભગવાને આજ્ઞા કરેલી છે.પરંતુ જ્યારે પ્રભુ મને પોતાના ધામમાં બોલાવે છે ત્યારે ઘણા લાંબા વખત સુધી આ ભૂતળ ઉપર રહેવું એ ઠીક નથી તેથી ૪ થી ૯ મા સ્કંધ ઉપરની ટીકા લખવાનું કામ છોડી દઇ ૧૦ મો સ્કંધ જે નિરોધ રૂપ છે અને ૧૧ મો સ્કંધ જે ભક્તિ રૂપ છે તે ઉપર ટીકા લખી નાંખવી જોઇએ, એમ ધારી શ્રીમાહાપ્રભુજીએ (૧૦) દસમ સ્કંધ ઉપર ટીકા લખવાનું કામ શરૂ કર્યું.

પછી શ્રીમાહાપ્રભુજી ગંગા સાગરથી વ્રજમાં પધાર્યા ત્યાં મધુવન પાસે શ્રીહરિની લીલામાં પધારવાની શ્રીમાહા-પ્રભુજીને બીજી આજ્ઞા થઇ, તે સમયે પણ શ્રીસુબોધિની-જીનું કામ પુરૂં થયું નહોતું તેથી શ્રીમાહાપ્રભુજીએ શ્રીહ-રિની લીલામાં પધારવાનો વિલંબ કર્યો પછી પોતે આગ્રે

પધાર્યા ત્યાં દ્વીવેદ્દી ઉત્તમ *લોકદાસ સાચોરા બ્રાહ્મણ ઉપર અનુગ્રહ કર્યો. આગ્રેથી આપ કડે પધાર્યા અને પછી શ્રીમદ્ આચાર્યશ્રીએ અડેલમાં બિરાજી ભગવાનની આજ્ઞાથી (૧૦) દશમ સ્કંધ શ્રીસુબોધિનીજી પુરાં કર્યા, અને એકાદશનો આરંભ કર્યા પછી તેમનાં માતુશ્રીને પુર્વે બે આજ્ઞાઓ થયેલી તેનું વૃતાંન્ત કહી બતાવ્યું. ત્યાર પછી શ્રીહરિની લીલામાં પધારવાની પોતાને શ્રીજી આજ્ઞા થઇ ત્યારે પોતાએ સભા ભરી પોતાનાં માતુશ્રીને ઉપદેશ કર્યો અને માતુશ્રીની પાસે તથા પોતાનાં ધર્મ પત્નિ શ્રીમાહાલક્ષ્મીજીની પાસે સંન્યાસની યાચના કરી પણ તેમણે રજા આપી નહીં પછી માતાજી તેમજ પોતાનાં ધર્મ પત્નિનો શોક દુર કરીને શ્રીમાહાપ્રભુજીએ શ્રીગોપીનાથજીને સેવાનો અધિકાર સુપ્રત કર્યો તથા દામોદરદાસ હરસાની વગેરે શિષ્યોને શિક્ષા આપી કે, તમારે શ્રીવિઠ્ઠલનાથજીના રક્ષણ અને શિક્ષણની સંભાળ રાખવી. તે પછી પોતાનાં પત્નિને તથા પોતાના અંતઃકરણને શ્રીમાહાપ્રભુજીએ બોધ કર્યો તે બોધ “अंतःकरणप्रबोध” ના નામથી ગ્રંથ પ્રસિદ્ધ છે.

બાદ પોતે પોતાનાં પત્નિ પાસે ફરીથી સન્યાસની યાચના કરી તે તેમણે આપી નહીં તેથી એક દિવસ શ્રીમાહાપ્રભુજીએ પોતાના ઘરમાં ઓચિંતો અગ્નિ પ્રકટ કર્યો તેથી ઘર બળવા લાગ્યું, ત્યારે શ્રીલક્ષ્મીજીએ બળવાના ભયથી શ્રીમાહાપ્રભુજીને કહ્યું કે:—

"प्रव्रजत्, प्रव्रजत्" આ વાક્યના બે અર્થ થાય છે તેમાં પહેલો એક અહિંથી નિકળો, અહિંથી નિકળો. અને બીજો એકે સંન્યાસ લ્યો,સંન્યાસ લ્યો, એટલું સાંભળતાંજ આપ ત્યાંથી સંવત ૧૫૮૭ના વૈશાક વદી ૧૦ ને દિવસે એકદમ નિકળ્યા અને સંન્યાસ લેઇ શ્રીમાહાપ્રભુજીએ "સંન્યાસ નિર્ણય" એ નામનો ગ્રંથ બનાવી આસ મંડળને શ્રવણ કરાવી ઉપદેશ કર્યો ત્યાં એક માસ સુધી અનશન વ્રત લીધું, અને પોતે કાશીમાં આવ્યા ત્યાં પોતે હનુમાન ઘાટ ઉપર સાત દિવસ પરમ હંસાશ્રમમાં મૌન વ્રત ધારણ કરી સ્થિતિ કરી, સંવત ૧૫૮૭ ના અસાડ સુદી ૨ ઉપરાંત ત્રીજની રૂબ્હારે શ્રીમાહાપ્રભુજીએ વિચાર્યું જે આજે મધ્યાનકાળે શ્રીગંગાજીના જળમાં પ્રવેશ કરીને ભગવાનના ધામમાં જઇએ; તેવામાં તેમના પુત્ર શ્રીગોપીનાથજી તથા શ્રીવઠ્ઠલનાથજી (શ્રીગુંસાઇજી) દામોદરદાસ વગેરે સેવકો સહ આપની પાસે આંવ્યા અને તેમણે પુછયું કે અમારે શું કરવું ? તે સમયે આપને મૌન વ્રત હોવાથી શ્રીમાહાપ્રભુજીએ ખડીથી એક શીલા ઉપર નીચેના સાડા ત્રણ શ્લોકો લખ્યા.

॥ : शिक्षा श्लोका : ॥

यदा बहिर्मुखा युयं भविष्यथ कथंचन ॥
तदा काल प्रवाहस्यादेह चित्तादयोऽप्युत ॥ १ ॥

सर्वथा भक्षयिष्यंति युष्मानिति गतिर्मम ॥
न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् ॥ २ ॥
भाव स्तत्राप्य स्मदीयः सर्वस्व श्चैहिक श्चस ः॥
परलोकश्च तेनायं सर्व भावेन सर्वथा ॥ ३ ॥
सेव्यः सएव गोपीशोविधास्य त्यखिलंहिनः ॥

**અર્થ**—જ્યારે કોઇપણ પ્રકારે તમે (ભગવાનમાં ચિત્ત ન રાખતાં ઈતર વિષયોમાં ચિત્ત રાખતા) બહિર્મુખ થશો ત્યારે કાળના પ્રવાહમાં રહેલાં દેહ અને ચિત્તાદિ પણ સર્વ પ્રકારે તમને ભક્ષણ કરી જશે એવો મારો મત છેઃ—

પ્રભુ શ્રીકૃષ્ણ લૌકિક નથી અને તે લૌકિકને માનતા નથી માટે શ્રીકૃષ્ણને વિષેજ આપણો પ્રેમ હોવો જોઇએ આ લોક સંબંધી સરસ્વ તેજ શ્રીકૃષ્ણ છે અને પરલોક પણ તેજછે, તે કારણથી સર્વ ભાવ વડે કરીને તે ગોપીના ઇશ શ્રીકૃષ્ણ સેવન કરવા યોગ્ય છે, અને તમારૂ ઐહિક અને પારલૌકિક સર્વ પદાર્થ તેજ આપશે.

આ શ્લોક શ્રીમાહાપ્રભુજીએ લખ્યા, તે પછી ત્યાં શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ થયો, અને ભગવાન શ્રીકૃષ્ણે નીચેનો દોઢ શ્લોક કહ્યો.

मयि चेदस्ति विस्वासः श्रीगोपीजन वल्लभे ॥
तदा कृतार्था यूयंहि शोचनीयं न कर्हिचित् ॥ १ ॥
मुक्ती र्हित्वान्यथा रूपं स्वरूपेण व्यवस्थितिः ॥

**અર્થ:**—હું જે ગોપીજન વલ્લભ છું તેને વિષે જો તમને વિસ્વાસ હશે તો તમે કૃતાર્થ છો, અને કોઇ પણ પ્રકારે શોક કરવાને યોગ્ય નથી. અન્યથા રૂપ ત્યાગ કરીને પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવી તેનું નામ મુક્તિ.

એ પ્રમાણે શ્રીગોપીનાથજી, શ્રીવીઠ્ઠલનાથજી, ભક્તો, અને વૈષ્ણવોને શિક્ષા આપી શ્રીમહાપ્રભુજીએ ગંગાજીમાં પ્રવેશ કર્યો, અને નાભિ માત્ર જળમાં નેત્ર મીંડીને પરમાનંદ વિગ્રહ પુરૂષોત્તમનું પોતાથી અભિન્ન ચિંત્વન કરી વિક્રમ સંવત ૧૫૮૭ ના અશાડ સુદી ૩ ને રવીવારે મધ્યાન સમયે જવાળા પુંજ માર્ગથી વ્યાપી વૈકુંઠમાં શ્રીમદ આચાર્ય શ્રીમહાપ્રભુજી પધાર્યા. તે સમયે આકાશમાં વાજીંત્રો વાગ્યાં અને પુષ્પના વૃષ્ટિ થઈ.

એક પાશ્ચાત્ય વિદ્વાન પોતાના "હિંદુધર્મો" નામના ઇંગ્રેજી પુસ્તકમાં આ પ્રસંગ સંબંધી નીચે પ્રમાણે લખે છે. "આ ભૂતળ ઉપર પોતાનો જીવન હેતુ પરો કર્યા પછી એમ કહેવાય છે કે હનુમાન ઘાટ આગળ એમણે (શ્રીદ્આચાર્યશ્રીએ) ગંગાજીમાં પ્રવેસ કર્યો, અને જળમાં નીચાં નમતાં એ અદૃશ્ય થઇ ગયા તે વખતે એ જગો ઉપર એક તેજનો પુંજ ઉત્પન્ન થયો, અને હજારો માણસના દેખતાં તે તેજના પુંજદ્વારા વૈકુંઠમાં પધાર્યા, અને આકાશમાં અદૃશ્ય થઇ ગયા."

એતનમાર્ગીય ગ્રંથોમાં લખ્યું છે કે, જે તેજના પુંજદ્વારા શ્રીમદ્આચાર્યજી મહાપ્રભુજી પ્રભુના ધામમાં

પધાર્યા તે તેજનો પુંજ એક માહાન સ્થંભની માફક ગંગાજીના જળની સપાટીથી આકાશના શિરોબિંદુ સુધી લગભગ ત્રણ કલાક સુધી દેખાયો, એ જોઇને કાશીનગરની હિંદુ મુસલમાન સર્વ પ્રજા આશ્ચર્ય પામી શોકને પ્રાપ્ત થઇ.

આવી રીતે શ્રીમાહાપ્રભુજીના સ્વધામમાં પધારવાની લીલાને આસુર વ્યામોહલીલા કહે છે.

આ સમયે શ્રીમાહાપ્રભુજીના સેવક પુર્ણમલ્લ ક્ષત્રી પણ ત્યાં હાજર હતા અને તેમના જોવામાં આ લીલા આવી. તેથી તે ઘણોજ શોક કરવા લાગ્યા.તે એવોકે કોઇ દિવસ તેમના નેત્રમાંથી આંસુ સુકાય નહિં; તે પ્રભુદાસ જલોટા કે જેઓ કાશીથી ૪૦ ગાઉ દુર રહેતા હતા તેમને ખબર આપવા માટે ત્યાં ગયા, ત્યારે પ્રભુદાસતો સેવા કરવાનો વિચાર કરતા હતા તેવામાં પુર્ણમલ્લ ત્યાં જઇ પહોંચ્યા અને નેત્રમાં આંસુની ધારા સહિત બોલ્યા કે શ્રીમાહાપ્રભુજી તો આપણને, સદા કાળને માટે છોડીને ભગવત્ ધામમાં પધાર્યા. ત્યારે તેમણે કહ્યુ કે એ વાત હોય નહિં, ને તમે સ્નાન કરો, ને આપણે સેવા કરીને પ્રસાદ લેઇએ પછી તે વાતનું સમાધાન કરીશું એમ કહીને તેમને ઘણીજ આનાકાની કરવા છતાં સમજાવી આગ્રહથી સ્નાન કરાવ્યું ને જ્યારે સેવા કરવા બેઠા ત્યારે જે સ્વરૂપે આપ (શ્રીમાહાપ્રભુજી) સેવામાં બિરાજતા હતા તેજ સ્વરૂપે

પ્રભુદાસ જલોટાને ત્યાં શ્રીઠાકરજીને બદલે સિંહાસન ઉપર શ્રીમદ્આચાર્યજી માહાપ્રભુજીને બિરાજેલા જોયા. તેથી તેમને નક્કી થયું કે શ્રીમાહાપ્રભુજી સ્વઇચ્છાથી જ સ્વધામમાં પધાર્યા છે, પરંતુ પોતાના ભક્તોને માટે તે નિત્યલીલામાં બિરાજે છે અને પોતાના કૃપાપાત્ર ભક્તોને દર્શન પણ આપે છે એમ ધારી ફરીથી તેમણે કદી શોક કર્યો નહીં.

આવી રીતે શ્રીમાહાપ્રભુજીએ પોતાનું અગ્નિમાંથી પ્રગટ થવું ત્રણ વખત અખિલ ભરત ખંડની નિષ્કંચન વૃત્તિથી પગે ચાલી અને છાયા વગરના સમીવૃક્ષ નીચે મુકામ કરી, પરિક્રમા કરી વિદ્યા નગરના સાર્વભૌમ કૃષ્ણદેવ રાજાની સભામાં વિદ્યા અને જ્ઞાનથી નિભૂષિત અનેક આચાર્યો પંડિતો, શાસ્ત્રીઓ, તત્ત્વવેત્તાઓ વગેરે ધર્મ સબંધી વાદ કરવા ભેગા થયા હતા તેમની વચ્ચે બાળ વયમાં વાદ ચલાવી પોતાના શુદ્ધાદ્વૈત સિદ્ધાંન્તનું પ્રતિપાદન કરી શુદ્ધ પુષ્ટિમાર્ગ ( નિર્ગુણ ભક્તિમાર્ગ ) ની સ્થાપના કરી અને તેવીજ રીતે શ્રીપુરૂષોત્તમ ક્ષેત્ર તથા કાશી જેવાં ધામોમાં પણ પોતાના ઐશ્વર્યના ચમત્કારો બતાવી સાક્ષાત્ શ્રીજગાદસજી તથા કાશીમાં શ્રીવિશ્વેશ્વરજીની સાક્ષીથી પોતાના બ્રહ્મવાદની સ્થાપના કરી તે સાક્ષાત્ ઇશ્વર શિવાય ઇતર જીવ યા દેવથી શું બની શકે ? આપે પુષ્ટિ પંથની સ્થાપના કર્યા બાદ પોતે ભૂતળ ઉપર બિરાજ્યા ત્યાં સુધીમાં કેટલાક દિવસો અડેલમાં, કેટલાક દિવસો કાશીમાં

તથા તેની પાસે ચરણાટમાં તથા કેટલાક દિવસો વૃજમાં શ્રીમદ્‌ગોવર્ધનનાથજીની સેવામાં વિગેરે સ્થળોમાં બિરાજ્યા હતા, આપ અડેલમાં બિરાજ્યા ત્યાં સુધીમાં દરેક વર્ષમાં ચૈત્ર સુદી ૨ અગર વૈશાક સુદી ૨ ના દિવસે એક સોમ-યજ્ઞ કરતા તેવી રીતે સ્વધામમાં પધારતા સુધીમાં કેટલાક સોમ યજ્ઞો કર્યા હતા.

શ્રીમાહાપ્રભુજીએ પોતાની (૩) ત્રણ વખતની પૃથ્વી પ્રદક્ષણ.માં જ્યાં જ્યાં શ્રીમદ્‌ભાગવતનું પારાયણ કર્યું હતું ત્યાં ત્યાં પોતાની બેઠકો સ્થપાઇ છે અને એવી (૮૪) ચોરાશી બેઠકો આ ભૂતળ ઉપર ગણાય છે.

જ્યાં પોતાનું માહાત્મ્ય અને ઐશ્વર્ય બતાવી મુનુષ્ય શરીરોમાં, હિંદુ, મુસલમાન, તેમજ ચાંડાળ અને પશુ પંખી યા જીવજંતુ પ્રાણીમાત્રને કોઇ પણ જાતના ભેદ શિવાય ભૂતમાત્રને (કેવળ અધિકારી એટલે દૈવી જીવોને તેમજ આસુરીને પણ પોંતે અનુગ્રહ કરી) સાત્વિક, રાજસ અને તામસ, એમ અનેક જીવોને શરણે લેઇ તેમનો ઉદ્ધાર કર્યો છે તેમાં કૃપાપાત્ર પણ ઘણા થઈ ગયા છે પરંતુ કૃપા-પાત્રોમાં મુખ્યજ વૈષ્ણવોનાં નામ વાર્તાદ્વારા પ્રસિદ્ધિમાં આવ્યાં છે. જેમને શ્રીઠાકોરજીએ પણ સાક્ષાત્ સાનુભાવ જણાવેલો છે, એટલુંજ નહિં પણ તેવા ભગવદીયોદ્વારા પણ આપની કૃપાં બળથી ઘણાનો ઉદ્ધાર થયેલો છે. પ્રભુદાસ જલોટાએ કેવળ એક દહીંના મુલ્યમાં ગોવાલણીને મુક્તિ

આંપી છે. આ શું ઓછું છે? આનું નામ જ પુષ્ટિ એટલે અનુગ્રહ માર્ગ. કારણ મુક્તિ માટે રાજાઓએ રાજ્ય છોડયાં છે, યોગીઓએ યોગ સાધ્યા છે, જપીયાઓએ જપ કર્યા છે, ધ્યાનીએ ધ્યાન ધર્યાં છે, યાજ્ઞિકે યજ્ઞો પણ કર્યો છે, દાતારે દાન પણ આપ્યાં છે, તપીઆએ તપ પણ કાયા કષ્ટિ કર્યા છે છતાં ભગવાન શ્રીકૃષ્ણ શ્રીગોપીજન વલ્લભે તો જ્યારે પોતાને જ દયા આવી અને અનુગૃહ કરવાની ઇચ્છા થઇ ત્યારે જ દર્શન આપ્યાં છે અને મુક્તિ પણ ત્યારે જ તેમને મળી છે, પરંતુ આ માર્ગમાં તો (અનુગૃહમાર્ગ) કોઇ પણ પ્રકારના સાધન વિના જ કેવળ આપ ભગવાન શ્રીકૃષ્ણ શ્રીગોપીજન વલ્લભની કૃપા વડે જ અનેક જીવો આ દુસ્તર સંસારને તરી ગયા છે. આવા પ્રસંગો શ્રીમદ્‌-ભાગવત્ તેમજ શ્રીમહાપ્રભુજીનાં બેઠક ચરિત્રો અને ૮૪ વૈષ્ણવની વાર્તા તથા ૨૫૨ વૈષ્ણવોની વાર્તા તેમજ ભાવ-સિંધુ ઇત્યાદિ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. તે વાંચવાથી અને સત્તસંગથી જ સમજાય. અને જો જીવ દૈવી હોય તદ ઉપરાંત ભગવદ્‌કૃપા થાય તો જ તે હ્રુદયારૂઢ થાય અને તેમાં શ્રદ્ધા અને પ્રેમ ઉત્પન્ન થાય નહિં તો ચારણીની માફક કાંકરા રૂપી કચરો (દોષજ) હ્રુદયમાં ભરાય. આખ્યા-ઇકા છે કે "જેના જેવા તેના તેવા" બીજી પણ આખ્યા-ઇકા છે કે "જેસા ગુરૂ તેસા ચેલા" એ સર્વ પ્રતાપ શ્રીમહાપ્રભુજીની કૃપા અને પોતાના તેજ ઐશ્વર્ય અને યોગબળનો હતો.

વળી ગ્રંથો પણ આપે ૮૪ રચ્યા છે એમ સંભવાય છે પરંતુ પ્રસિદ્ધિમાં આવેલા ગ્રંથોનાં નામ મુખ્ય નિચે મુજબ છે.

૧. શ્રીયમુનાષ્ટક, (૨) બાલબોધ, (૩) સિદ્ધાન્ત મુક્તા વલી, (૪) પુષ્ટિપ્રવાહ મર્યાદા ભેદ, (૫) સિદ્ધાંત રહસ્ય, (૬) નવરત્ન, (૭) વિવેક ધૈર્યાશ્રય, (૮) કૃષ્ણાશ્રય, (૯) ચતુઃશ્લોકી, (૧૦) ભક્તિવર્ધની, (૧૧) જળ ભેદ, (૧૨) પંચપધ્યાની, (૧૩) સેવાફલ, (૧૪) નિરોધ લક્ષણ, (૧૫) અંતઃકરણ પ્રબોધ, (૧૬) સંન્યાસ નિર્ણય, (૧૭) સંન્યાસવિધિ (૧૮) મધુરાષ્ટક, (૧૯) શ્રીપરિવૃઢાષ્ટક, (૨૦) ત્રિવિધ નામાવલી, (૨૧) શ્રીપુરૂષોત્તમ સહસ્ત્ર નામાવલી, (૨૨) ન્યાસાદેશ, (૨૩) પત્રાવલંબન, (૨૪) તત્વાર્થદીપ નિબંધ, (૨૫) શિક્ષાશ્લોકો.

ભાષ્યગ્રંથો—

(૧) પૂર્વ મીમાંસા ભાસ્ય, (૨) અણુભાસ્ય, (૩) શ્રીસુબોધિનીજી, (૪) શ્રીમદ્‌ભાગવત ઉપર સુક્ષ્મ ટીકા.

આ શિવાય બીજા પણ ઘણા ગ્રંથો આપના રચેલા હશે ! પરંતુ તેમના સુભગ વંશજો તથા ઇતર વૈષ્ણવ ગૃહસ્થોના પુસ્તક ભંડારોમાં અપ્રસિદ્ધ રહેલા ગ્રંથોની સપ્રમાણ અને સંપુર્ણ શોધ કરી ઇરાની પ્રસિદ્ધિમાં મુકે ત્યારે જાણ્ય થાય. આ તો નકલ છે એટલે જે ગ્રંથોને

આધારે આ ગ્રંથ લખાયો છે તેમાંથી જેટલાં નામો મળી આવ્યાં છે તેટલાં જ અત્રે આપેલાં છે.

નિચે જણાવેલા ગ્રંથો આપના રચેલા કહેવાય છે પરંતુ તે સંબંધી વિદ્વદ્વર્ગમાં શંકા છે.

(૧) શ્રીભગવત્પીઠિકા, (૨) સુદર્શન, (૩) મમોત્તમ શ્લોકવાખ્યા, (૪) ગાયત્રીભાસ્ય.

આ પ્રમાણે વાચસ્પતિએ અથાગ શ્રમ લેઇ ભક્તિમાર્ગના અને વેદાર્થ પોષક ગ્રંથો રચી દૈવી જીવોને શરણે લેઇ કૃતાર્થ કર્યાં છે. જ્યારે આપને પ્રયાગમાં જ્યોતિષ્ટોમયજ્ઞ કરવાની ઇચ્છા થઈ ત્યારે આપે પોતાના દેશથી પોતાનાં સંબંધી માતા, ભાઇ, બેન, કાકા જનાર્દન, તથા બીજાઓને પણ બોલાવ્યા હતા. પરંતુ તે પહેલાં પોતાના ભાઇ રામકૃષ્ણ શ્રીહરિશરણ થયેલા હોવાથી સર્વના મનને તે બાબતનો શોક હતો. તે સર્વનો શોક દુર કરવાની ખાતર પોતાના ભાઇ રામકૃષ્ણને વકુંઠમાં બિરાજતા સર્વને દેખાડયા હતા.

પોતાની જ્ઞાતીની દેવા નામની બ્રાહ્મણીને પોતાના ઉપર તથા પોતાના કુટુંબ ઉપર તથા પોતાના સેવકો ઉપર હદ વિનાનો દ્વેષભાવ હતો તે દ્વેષને લેઇ તેનો અસહ્ય ત્રાસ એ સઘળું સહન કરી તેનો ઓદ્ધાર કર્યો. અગ્નિમાંથી પ્રગટ થવું, અને (શ્રીકૃષ્ણની માફક) હજારો લોકોના દેખતાં પોતાનાં ઐશ્વય અને મહાત્મ્ય, પ્રગટ કરી

અનેક જીવોનો ઓદ્ધાર કરી આખર પોતાનું ભૂતળ ઉપરનું કાર્ય પુરૂં થતાં શ્રીગંગાજીમાં નાભી માત્ર જલમાં પ્રવેશ કરી તેજ પુંજદ્વારા સ્વધામમાં પધારવું (ગમન કરવું) આ સઘળું સાક્ષાત્ ઇશ્વર શિવાય ઇતરથી શું બની શકે?

આવા સાક્ષાત્ નિર્ગુણ-ભક્તિમાર્ગનું, સ્થાપન કરી તેની શાંતી અને આનંદમય પરિમલ દશ દિગન્તમાં પ્રસારનાર, વાણીનાપતિ, વૈશ્વાનરાચાર્ય, ભગવદ્‌મુખાવતાર, અખંડ ભૂમંડલાચાર્ય જગદ્‌ગુરૂ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીને "શ્રી-મહાપ્રભુજી" શિવાય ઇતર કયું પદ ઘટે?

એમની લીલાનું ધોળ—

(રાગ-પુનમ ચાંદનીનો).

આજે સોનાનો સુરજ મારે ઉગીયો રે,
કારણ લક્ષ્મણ સુત શ્રીવલ્લભનો પ્રાગટય થયો રે   ટેક.
પુષ્ટિ મારગના સંસ્થાપક વૈશ્વાનર,
દૈવી જીવોના ઉદ્ધારક પુરૂષોત્તમ પ્રભુ રે.   આજે. ૧
અગ્નિકુંડથી પ્રગટીયા ને ચંપારણ્યની માંહ્ય,
દેવનાં દુંદુભિ વાગીયાં ને, આકાશમાં જયાંય;
શિતળમંદ સુગંધ જ વાયરો વાવા લાગીયો રે. આજ. ૨
પુષ્પતણી વૃષ્ટિ થઇને, આનંદ દધિ ઉછળ્યોય,
શિવ, વિધિ, સનકાદિકને, આવ્યા સૌ દેવોય;
ભેગા મળીને લક્ષ્મણ ગૃહે દર્શન કારણે રે. આજે. ૩
નદી નાળાં કુપ સમુદ્ર ને આદિ જળાશય,

સ્વચ્છ થયાં છે સર્વ ને, પૃથ્વી શોભામય,
નિર્વૈર થયાં છે પશુ પક્ષી આદિ સૌ રે. આજે. ૪
સંવત પંદર પાંત્રીસને, ચૈત્ર કૃષ્ણ દશએક,
ઇલ્લમા કુખ પધારીને, રાખ્યો વૈષ્ણવી ટેક;
રાય વિજયનગરના કૃષ્ણદેવની સભામહિરે. આજે. ૫
કનકાભિષેક ત્યાં કર્યોને, સત મણઃસુવર્ણ માંહ્ય,
આચાર્યની પદવી મળીને, ભરી સભામાં જ્યાંય;
રાય આવ્યો શરણે, કુટુંબ સહિત ત્યાં રે. આજે. ૬
માયામત ખંડન કરીને કીધો પુષ્ટિ પ્રચાર,
નિજ જીવો શરણે લીધા ને પૃથ્વીની મોઝાર;
કરીને પૃથ્વી પ્રદક્ષણા ત્રેણ જ વાર તો રે. આજે. ૭
બેઠકો સ્થાપી બહુને, જ્યાં ત્યાં મહાપ્રભુજીએય,
શ્રીમદ્ભાગવત સપ્તાહ કરીને, સારજ દોહ્યો એહ;
કેવળ સેવાને સમરણ શ્રીકૃષ્ણપ્રભુ તણાં રે. આજે. ૮
આજ્ઞા કરી શ્રીનાથજીને, ઝાડખંડની માંહ્ય,
આવ્યા સાંભળી તુર્ત એ, ગોવર્ધનપર જ્યાંય;
સામ્હા આવ્યા શ્રીહરિ, મળવા વલ્લભ રાયનેરે. આજે. ૯
ભેટયા પ્રેમે બેઉ ત્યાં ને, આનંદ ઉર ન માય,
પાટે પધરાવ્યા પ્રભુને, શરૂ કરી સેવાય;
રાચયા સુબોધિનીજી નિબંધ સોડષ ગ્રંથનેરે. આજે. ૧૦
વલ્લભી વૈષ્ણવ તાદ્રસિનો કરો સદા સતસંગ,
વાંચો ગ્રંથો વલ્લભી, તો લાગે કંઇ રંગ;
પછી જુઓ આનંદ કેવો ઉરમાં તમને થાય છેરે આજે. ૧૧

પ્રિત્ય ન ઉપજે ઉર વિશે, જાણ્યા વિણ મહિમાય;
ગાંઠે હિરો ને ફરો સારા શેહેરની માંહ્ય;
છતી સંપત્તિએ ભુખે ભટકાં ખાય છે રે  આજે. ૧૨

શું નથી તારા ઘર વિશે ? વલખાં શું મારેય ?
વલ્લભ પ્રભુ એ કોણ છે ? કહ્યું તે પુરાણેય,
પુરણ પુરૂષોત્તમ એ ગુરૂ થઇ ભૂતળ આવીયારે. આજે. ૧૩

આવા પ્રભુને છોડીને ભટકે અન્ય જે જન,
છાલ મુકી છોતરાં ખાય છે ગરધવ થઇ પ્રસન્ન;
પછી કહે વૈષ્ણવ હું છું પણ તેથી શું ફળ છે રે. આજે. ૧૪

એ પ્રભુના ઉપકારનો બદલો કેમ વળેય ?
નિઃસાધન જીવ શું કરે, જો એ કૃપા કરેય;
કહે દીનદાસ તો ગુણ ગવાયે એમનારે.  આજે ૧૫.

## સાખી.

કાગળ કરી પૃથ્વી તણો, સમુદ્ર કેરી શાહી,
કલમો કરી તરૂવરતણી, લખે બ્રહ્મ તનિયાઈ;
તોયે ત્રિકમ આપના, ગુણો લખ્યા ન જાય,
એવા ગુણ ભંડાર છો, હો શ્રીવલ્લભરાય.

ધુન્ય—શ્રીવલ્લભવિઠલ શ્રીજીસ્વામી શરણ તમારે આવ્યો રે,
સંસાર સઘળો જુઠો જાણી, હરિરસ મુજને ભાવ્યો રે.

॥ श्रीकृष्णार्पणमस्तुः ॥

॥ श्रीगुरुमाहात्म्यः ॥

॥ श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥ श्रीगुसांइजी-
परमदयालवे नमः ॥

## ॥ मंगलाचरणम् ॥

चिंतासंतानहंतारो यत्पादांबुजरेणवः ॥
स्वीयानां तान्निजाचार्यान्प्रणमामि मुहुर्मुहुः ॥१॥
यदनुग्रहतोजंतुः सर्वदुःखातिगोभवेत् ॥
नमहंसर्वदावंदे श्रीमद्वल्लभनंदनम् ॥२॥
अज्ञानतिमिरांधस्य ज्ञानांजनशलाकया ॥
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरुवे नमः ॥३॥
नमामि हृदयेशेषे लीलाक्षीराब्धिशायनम् ॥
लक्ष्मीसहस्रलीलाभिः सेव्यमानंकलानिधिम् ॥४॥
चतुर्भिश्चिचतुर्भिश्च चतुर्भिश्चत्रिभिस्तथा ॥
षड्भिर्विराजते योऽसौपश्चधाहृदये मम ॥५॥

## ગુરૂસ્તવન.

### ચંદ્રાવળા.

શ્રીમદ્ વલ્લભ મહાપ્રભુને પ્રેમે લાગુ પાય,
શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણ યમુને થાજો મુજને સાહાય.

સાહાય થાજો દામોદરદાસ અષ્ટ સખા પુરો ઉર વાસ.
શુભ મતિ દયો અતિ પરમ પવિત્ર જેથી રહે પ્રભુ ચરણમાં ચિત્ત
જય જય શ્રીગુરૂરાય. ૧

ચિત્ત રહે પ્રભુ ચરણમાં તો અન્ય સૌ વિસરાય,
સંસારરૂપી સર્પના ડંખનો ભય મટી જાય;
ભય મટી જાય ને ગુણ ગવાય, જેથી જન્મ કૃતાર્થ થાય,
મનુષ્ય જન્મનો લાહ્વો એહ, હરનિસ ભજવા શ્રીહરિનેય.
જય જય શ્રીગુરૂરાય. ૨

ગુરૂ કૃપાથી પામીયા, ઘણા પાપી ઉત્તમ પદ,
હું પાપી છું અતિ ઘણો, મારા પાપની નથી હદ;
હદ નથી ને કરૂં છું આસ, રહેવા શ્રીચરણ કમળની પાસ,
આ દીનબંધુ કરો દયાય, બેઉ કરજોડી લાગુ પાય.
જય જય શ્રીગુરૂરાય. ૩

સદ્બુદ્ધિ દયો સદ્ગુરૂ, હરિ હું છું નિઃસાધન,
નિર્મળ દ્રષ્ટિ કરીને મારી, નિર્મળ કરો મુજ મન;
મન નિર્મળ કરીને મારૂં, સ્થાન સુધારો બિરાજવા સારૂ,
પછી પધારો પ્રીતે મોરાર, દીનબંધુ મુજ હૃદય મોઝાર.
જય જય શ્રીગુરૂરાય. ૪

પ્રમાદી છું અતિ ઘણો, સેવા સમરણ કાંઇ નવ થાય,
કદિ કરવા ચાહું તો, વિષયમાં મન વળી જાય;
વળીને વૃત્તિ કરે ચંચળ, તેને હઠાવા દયો અતુલ બળ,
આપ કૃપા વિણ કાંઇ નવ થાય, શિવ બ્રહ્માદિ માગે સહાય.
જય જય શ્રીગુરૂરાય. ૫

મહિમા ગાન કરે નિત્ય નારદ, ગૃહિ વિણા કરની માંહ્ય,
શેષ સરસ્વતિ સ્તવે સદા, પણ સ્તવિના પુર્ણ શકાય;
તો પછી કોણ ગજુ હરિ મારૂ, કર્ણિ સાહામુ ના જુઓ તો સારૂ
દાસ ભગવાન્ કહે બેઉ કર જોડ, પુરશો મારા ગનના કોડ.
જય જય શ્રીગુરૂરાય. ૬

॥ श्रीगुरुमाहात्म्यः ॥

**કૃષ્ણદાસ**—કેમ ભાઇ મંગળદાસ, "श्रीवल्लभ लीलामृत" પુરૂ વાંચી રહ્યા કે !

**મંગળદાસ**—હા ભાઇ આજેજ પુરૂ વાંચી રહ્યા.

**કૃષ્ણદાસ**—કેમ, તમોને તેમાં શ્રીમાહાપ્રભુજીના સ્વરૂપ માહાત્મ્ય, અને તેમના સિદ્ધાંતો તથા રહસ્ય વિશે શું સમજાયું ? અને કેવો આનંદ પ્રાપ્ત થયો !

**મંગળદાસ**—ખરેખર તમોએ મને "શ્રીવલ્લભલીલામૃત" નામનો ગ્રંથ વાંચવાની પ્રેરણા કરી તેથી મેં શ્રદ્ધા પુર્વક વાંચ્યો જેથી હું આજથી મારો નવો જન્મ થયો સમજુ છું, અને તમારા ઉપકારનો બદલો મારાથી તો વળે એમ નથી, એ તો પરમ દયાળુ શ્રીમદ્ આચાર્યજી માહાપ્રભુજી સમર્થ છે. ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે, એ દયાળુ પ્રભુને ધન્ય છે.

**કૃષ્ણદાસ**—ભાઇ મંગળદાસ ! તમોને શ્રદ્ધાળુ અને ભાવિક જાણીનેજ શ્રીવલ્લભે મને પ્રેરણા કરી તે મુજબ મેં તમોને તે ગ્રંથ વાંચવાની સલ્હા આપી અને તેનું ફળ

સારૂ જોઇ મને ઘણોજ આનંદ થાય છે. પણ તમે નવો જન્મ થયો એમ સાથી માનો છો!

**મંગળદાસ**—મને બ્રહ્મસબંધ તો નાનપણથીજ થયેલ હતો પરંતુ મારી ભર યુવાનવયે આ કળીકાળના દુષ્ટ વાતાવરણ ભરેલા કુસંગમાં અને વિધર્મીઓના પંઝામા ફસાઇ હું પોતાના સ્વરૂપનું અને પોતાના કર્તવ્યનું ભાન ભુલ્યો હતો તેમાંથી એજ દયાળુ પ્રભુની કૃપાથી મને મર્યાદા ભકતોનો સમાગમ થયો જેથી હું તેમના સમાગમમાં ઘણી વખત જતો અને તેમાંજ આનંદ માનતો. આ સંસારમાં બીજાં બધાં સાધનો કરતાં પ્રભુની ભક્તિજ એક જન્મ મરણનું દુઃખ ટાળવાવાળી છે એમને સમજાયું હતું, પરંતુ અહંતા મમતારૂપી અવિદ્યા ભરેલા આ સંસારરૂપી સમુદ્રમાં પંચાદિક પુરની ભરતી ઓટનાં મોજાંમાં તણાતો અને ગળકાં ખાતો હું ઘણોજ મુઝાતો હતો, અને મને કયાંઇ શાન્તિ મળતી નહોતી; તેથી જ્યારે જ્યારે હું નાહિને એક ઘડી યા એક ક્ષણ પણ પ્રભુની સાનિધ્યમાં મારો નિત્ય નિયમ કરવા બેસતો હતો ત્યારે ત્યારે પ્રભુને હું વિનંતિ કરતો હતો કે હે નાથ! હું તો કેવળ અવિદ્યાનો ભરેલો દુષ્ટ બુદ્ધિવાળો અને અનેક અપરાધોથી ભરેલો આસુરી જીવ છું. અને આ સંસારરૂપી સમુદ્રમાં ઝોકાં ખાઉ છું. મને કોઇ સતસંગની પણ અસર થતી નથી તેમજ મારા ચિત્તને કયાંઇ શાન્તિ મળતી નથી માટે

જેમ અર્જુનને સાક્ષાત્ પ્રગટપણે ગીતા દ્વારા ઉપદેશ આપ્યો. તેવીજ રીત્યે જ્યારે આ દીન અને અધમ ઉપર આપ આપની વડાઇ સાહામું ભાળી પ્રગટ થઇ દીનદાસનો કર ગૃહી ઉપદેશ આપશો ત્યારેજ આ ભાગ્યહિણના પથ્થર જેવા કઠણ હૃદયને અસર થઇ અજ્ઞાનરૂપી અંધારૂં દુર થઇ જ્ઞાનરૂપી પ્રકાશ થતાં પોતાના કર્તવ્યનું ભાન થશે અને ત્યારેજ શાંન્તિ મળશે. હે ભગવદીય કૃષ્ણદાસજી! એ દયાળુ પ્રભુએ મારી વિનંતિ ધ્યાનમાં લેઇ તમારા જેવાનો સત્સંગ મેળવી આપી મને તેમજ કર્યું છે. કારણકે આજ સુધી હું મર્યાદા ભકતોના સમાગમમાં એજ પ્રભુની કૃપાથી જતો આવતો અને હું વૈષ્ણવ છું એમ મારા મનથી માનતો પરંતુ શ્રીમહાપ્રભુજીના સ્વરૂપ અને માહાત્મ્યનું મને બીલકુલ ભાન હતું નહિં તેથી સુર્ય ઉગેલો હોવા છતાં જેમ અંધ દેખતો નથી તેવીજ રીતે મારે માથે સમર્થ ધણી શ્રીવલ્લભ પ્રભુ બિરાજતા હોવા છતાં હું મને પોતાને અનાથ માનતો, પણ હવે મને નિશ્ચય થયો કે પરમ દયાળુ શ્રીકૃષ્ણ પ્રભુએજ પોતાના દૈવી જીવોની સંભાળ લેવા ખાતરજ સાક્ષાત શ્રીવલ્લભ સ્વરૂપે પ્રગટ થઇ પોતાના અનેક દૈવી જીવોનો ઓદ્ધાર કરેલો છે તો હું ગમે તેવો પતિત છું તોપણ જ્યારે શ્રીવલ્લભ પ્રભુએ પોતાનાજ સુભગ વંશ દ્વારા મારો કર ગૃહ્યો છે અને આપે ચાર વેદ, ષટશાસ્ત્ર, ગીતાજી, અને શ્રીમદ્ ભાગવત્ ઇત્યાદિનું સંશોધન કરી તેમાંથી તત્વ રૂપે, ષોડષ, ગ્રંથો; શ્રીસુબોધિનિજી,

નિબંધ, ઇત્યાદિક ઘણા ગ્રંથો પોતાના જીવો માટે રચેલાં છે, એ સાથે પોતાએજ ઉપદેશ આપેલો છે, એવા દયાળુ પ્રભુ મારો ઉદ્ધાર કેમ નહિં કરે? જરૂર કરશેજ એવો મને આજે દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો છે તેથીજ હું આજથી મારો નવો જન્મ થયો માનુ છું. પરંતુ હજી મારી દોષ મય દૃષ્ટિ (અવિદ્યા) દુર થઇ નથી, જ્યાં જ્યાં મને પ્રભુ ભાવ ઉત્પન્ન થવો જોઇએ ત્યાં ત્યાં મને આ કળીકાળના દુષ્ટ વાતાવરણ ભરેલા કુસંગમાં અને સાંભળવાની નહિં ઇચ્છા છતાં પોલ જેવા વિધર્મી અને નિંદક પેપરો વાંચનારાના અવાજ કાંને અથડાતાં મારી મતિ મુઝાય છે અને જે ભાવ યા પ્રેમ અને શ્રદ્ધા શ્રીમાહા પ્રભુજી પ્રત્યે તે દયાળુની કૃપાથી ઉત્પન્ન થયાં છે અને થાય છે તેવો ભાવ હાલ અન્યમાં થતો નથી તેનોજ મને શોચ થાય છે.

આ સદીમાં તો વૈષ્ણવ માબાપોના ઘરમાં જન્મ થયેલો હોવા છતાં ઘણા યુવકો કહે છે કે ગુરૂ કર્યે શું થાય? બસ નિતિથી ચાલવું અને સમાગમદ્વારા પ્રભુનું ભજન સ્મરણ કરવું–એટલે કલ્યાણ જ છે. બાકી ધર્મ એ તો એક પ્રકારના બકરાંના વાડા જેવું છે અને તેતો ઉલટું બંધનરૂપ છે. માળા તિલક ધારણ કરવાં અને દોડાદોડ કરી મંદિરમાં દર્શન કરવા જવું અને ગુરૂનાં લક્ષણો જોયા જાણ્યા વિના ધર્મઘેલા અને અંધશ્રદ્ધાળુ બની ગુરૂને જ

ઇશ્વર માની પૂજનારાઓનું શું કલ્યાણ છે? આવી રીતે છિદ્ર જોનારાઓ આ સદીમાં વૈષ્ણવ માતા પિતાના ઘરમાં જન્મ થયેલો હોવા છતાં પોતાની અર્ધી આયુષ્ય એટલે ૨૫-૩૦ વર્ષની વયે પોહોચતાં સુધી પણ બ્રહ્મ સંબંધ નહિં લેનારા અને તિલકમાળા ધારણ નહિં કરનારા મારા જોવામાં ઘણા આવે છે. છતાં મને મારી ઉમ્મર લગભગ ત્રણ ભાગની વ્યતીત થયા બાદ પણ શ્રીમહાપ્રભુજીએ તમારા જેવા ભગવદીયના સમાગમ દ્વારા પોતાના સ્વરૂપ અને માહાત્મ્યનું જ્ઞાન આપી જે ભાવ, પ્રેમ, અને શ્રદ્ધા ઉત્પન્ન કરાવ્યાં છે અને એ દયાળુજ માથે સમર્થ ધણી સ્વરૂપે બિરાજે છે અને એમણેજ કર ગ્રહિ શરણમાં લીધો છે એટલે હવે હું અનાથ નથી પણ સનાથ છું એવું જે મારા સમજવામાં આવ્યું છે તેજ હું મારાં અહો ભાગ્ય માનું છું અને તેથીજ હું મારો આજથી નવો જન્મ થયો સમજુ છું.

**કૃષ્ણદાસ**—ધન્ય છે શ્રીમહાપ્રભુજીને, પ્રભુ પોતાનો કરવા ધારે તો જીવ ગમે તેવો હોય તોપણ તેને તુર્ત પોતાનો કરી દે છે. ભાઇ મંગળદાસ! તમારૂ સમજવું બરાબર છે તમોને જે મર્યાદાભક્તોનો પ્રથમ સમાગમ થયો હતો તેજ તમારૂ અહોભાગ્ય છે અને ત્યાંથીજ તમારા ઉપર પ્રભુની કૃપા થયેલી એમ જાણો. કારણ મર્યાદામાં હોય તેજ જો શ્રીવલ્લભની કૃપા થાય તો પુષ્ટિમાં

આવી શકે પણ જે રસ્તા ઉપરજ ના હોય તેને આ લાભ ક્યાંથી ? વળી શ્રાવણ સુદી ૧૧ ની અર્ધ રાત્રિએ સાક્ષાત્ શ્રીઠાકોરજીએ પ્રગટ થઇ શ્રીમહાપ્રભુજીને આજ્ઞા કરી વચન આપેલુ છે કે:—

સિદ્ધાન્તરહસ્ય:—

ब्रह्मसंबंधकरणात् सर्वेषां देहजीवयोः ॥

सर्वदोषनिवृत्तिर्हि दोषाः पंचविधाः स्मृताः ॥२॥

**અર્થ**:—બ્રહ્મસંબંધ કરવાથી સર્વના દેહ અને જીવના સર્વ દોષની નિશ્ચય નિવૃત્તિ થાય છે. મર્યાદામાર્ગમાં જે પાંચ પ્રકારના દોષ કહ્યા છે તેની પણ નિવૃત્તિ થાય છે. વળી એજ ગ્રંથમાં આજ્ઞા કરી છે કે:—

अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथंचन ॥

**અર્થ**—બ્રહ્મસંબંધ લીધા સિવાય બીજી રીતે સર્વ દોષોની નિવૃત્તિ કોઇ પ્રકારે થતી નથી.

સારાંશ–બ્રહ્મસંબંધ લીધાથી પ્રથમના તમામ જાતના દોષોની નિવૃત્તિ થઇ જાય છે.

૨ બ્રહ્મસંબંધ થયા પછી શ્રીઠાકોરજીની સેવા કરવાનો અધિકાર થાય છે.

૩ બ્રહ્મસંબંધ થયા પછી સેવામાં ચિત્ત ન પરોવાય ત્યાં સુધી ચિત્તમાં રહેલી અવિદ્યા ખસતી નથી જેથી

પોતાનુ શ્રેય થવામાં વિલંબ થાય છે. માટે સેવામાં ચિત્ત પરોવવું.

આ આજ્ઞા અનુસાર તમો ગમે તે રસ્તે હતા તોપણ શ્રીમહાપ્રભુજીએ તમારા ઉપર કૃપા કરી તમોને પોતાના સ્વરૂપ અને માહાત્મ્યનું ભાન કરાવી પોતાને શરણ લીધા છે, તેથી હવે ચિંતા કરવાનું કોઇપણ કારણ નથી. હવે તો પુષ્ટિ ભકતોનો સતસંગ કરો શ્રીવલ્લભ અને તેમના સુભગ વંશજો તથા મહાનુભાવિ ભગવદીયો વિરચિત ગ્રંથો વાંચો અને સમજના પડે તો ભગવદીયોના સમાગમ દ્વારા સમજો અને સેવામાં ચિત્ત રાખો એટલે શ્રીમહાપ્રભુજી તમારી અવિદ્યા દૂર કરી તમારા ચિત્તને આનંદ આપશે. પરંતુ ભાઇ મંગળદાસ! મારી તમોને એક સલાહ છે તે જો તમે સાન્ય રાખો તો કહું.

**મંગળદાસ**—જરૂર કહો, કારણ શ્રીમહાપ્રભુજીની કૃપાથી તમારા જેવા ભગવદીયનો સમાગમ થતાં મારૂ જીવન પલટાયુ છે તો પછી તમો જે કહેશો તે મારા હિતનુંજ હશે એવો મને વિશ્વાસ છે માટે જરૂર કહો.

**કૃષ્ણદાસ**—જ્યારે તમે તમારો નવો જન્મ થયો માનો છો અને મને પણ એમજ સમજાય છે કે તમારૂ જીવન પલટાયું તો પછી નામ કેમ ના બદલવું ? માટે આજથી હું તમોને વલ્લભદાસના નામથી બોલાવીશ અને

તમે પણ આજથી તમોને બધા વલ્લભદાસ નામથી બોલાવે એવું દરેકને જણાવતા રહો એટલે થોડા દિવસોમાં તમે વલ્લભદાસ નામથી ઓળખાશો અને મંગળદાસ નામ સર્વ ભુલી જશે.

**મંગળદાસ**—આ બાબત મને પણ વિચાર થયા કરતો હતો તેવામાં તમોને જ શ્રીવલ્લભે પ્રેરણા કરી એ પણ એ દયાળુની કૃપાજ હું માનુ છું. માટે હવેથી તમો મને વલ્લભદાસ કહીનેજ બોલાવજો. પરંતુ મને હવે ગુરુ માહાત્મ્યનાં પ્રમાણો આપની જાણમાં હોય તે જણાવો કારણ મને ને જાણવાની ખાસ ઉત્કંઠા અને આવશ્યકતા છે.

**કૃષ્ણદાસ**—ભાઇ વલ્લભદાસ, તમારા ઉપર શ્રીમહાપ્રભુજીની સંપુર્ણ કૃપા થઇ તેથીજ તમોને આ ગુરુ-માહાત્મ્ય સાંભળવાની જીજ્ઞાસા થઇ છે. ગુરુમાહાત્મ્યનું વર્ણન શિવ, બ્રહ્મા, અને શેષજી તેમજ મુનિ નારદજી અને સરસ્વતી ઇત્યાદિ પણ કરવાને સમર્થ નથી તો હું એક તુચ્છ જીવ તે શું જાણું? પરંતુ શ્રીમહાપ્રભુજી અને તેમના સુભગ વંશજોએ શાસ્ત્રનાં પ્રમાણો ટાંકી ગ્રથો રચ્યા છે તેમાંનો થોડાં પ્રમાણો મારી જાણમાં છે તે હું તમોને કહીશ તે તમે ધ્યાન આપી સાંભળો અને શંકા થાય ત્યાં પુછજો. પ્રથમ તો તમોને લૌકિક દૃષ્ટાન્તો આપીશ જેથી શાસ્ત્રનાં પ્રમાણો તમોને બરાબર સમજાશે.

૧ ઢોરને પણ ખીલો હોય છે અને માથે ધણી છે તેનું

પણ તેને ભાન હોય છે અને તેને ધણી પ્રત્યે સ્નેહ પણ હોય છે, એટલુંજ નહિં પણ જીવ જંતુને પણ પોતાના ઇષ્ટ અને મંત્રનું ભાન હોય છે. ગાય ગમે ત્યાં ચરવા જાય પરંતુ સમય થયે પોતાના રક્ષકને ઘેર પોતાના ખીલા આગળ જઇને દુધ તો પોતાના રક્ષકને જ આપે છે. અરે ગાય તો પશુમાત્રમાં ઉત્તમ છે પરંતુ ગર્ધબ કે જે પશુઓમાં ઉતરતી પંક્તિમાં છે અને તેને ખાવાનું પણ ધણી આપતા નથી પરંતુ જંગલોમાં ફરી તેને પોતાનો નિર્વાહ કરવો પડે છે. છતાં સમય થયે પોતાના પાલકને ત્યાંજ જાય છે. સિંહ અને વ્યાઘ્ર જેવાં હિંસક પ્રાણીઓને પણ પોતાના રક્ષકનું ભાન હોય છે અને તેના પ્રત્યે તેઓ સ્નેહ ભાવ રાખે છે. કુતરો કે જેને રોજ એક ટુકડો રોટલાનો મળે તે પણ પોતાના રક્ષકના ઘરની રાત્રે સંભાળ રાખે છે અને સમય પર એક નોકરની પણ ગરજ સારે છે.

૨ પક્ષીઓમાં પોપટ જેવી મધુર ભાષણ કરનારી જાત તેમજ અન્ય પક્ષીઓને પણ પોતાતા પાળકનું ભાન હોય છે.

૩ વીંછી, સાપ, ઉંદર ઇત્યાદિક ઝેરી જંતુઓને પણ તેના ડંષના ઝેર માટે તેમના ઇષ્ટ ભાથીખત્રીની આંણ મંત્ર સાથે દેતાં તે પણ પોતાનું ઝેર ઉતારે છે.

આમ પશુ પક્ષી અને જીવજંતુ ઇત્યાદિકને પણ

પોતાના ધણીનું ભાન હોય છે. તેમજ, આહાર, નિંદ્રા, ભય અને મૈથુન એ પણ દરેકમાં છે; ત્યારે મનુષ્યમાં વધુ શું? તેનો મનુષ્યે વિચાર કરવો જોઇએ. તો તે બાબતનો વિચાર કરતાં પરમ દયાળુ ભગવાન શ્રીહરિ એ ( સર્વ દુઃખના હર્તા એ ) મનુષ્યને સત્ય, અસત્યનો, વિવેક વિચારવાની પ્રજ્ઞાશક્તિ આપી છે તેથી તેણે વિચારવું જોઇએ કે હું કયાંથી આવ્યો? મારે કયાં જવું? મારૂ કર્તવ્ય શું? અને હું કરૂં છુ શું? મને આ દેહ અને આ સુખ કોણે આપ્યાં? તે બાબતમાં એક ભક્ત કહે છે કે:-

રાગ કાફી.

શ્રીગોલોકના વાસીરે, શ્રી ગોપાળલાલ ગાવા,
સદા ચરણમાં રેહેવું રે, પ્રિય પ્રભુને થાવા,
કયાંથી આવ્યો કુણ હતો ને કુણ છુ કેઇ વર્ણ!
કઇ અવસ્થા કોનો રણીયો, રહીશ કયાંહી લગણ!
શું કરવા હું આવ્યો રે વિચાર કરવા આવા— શ્રીગો. ૧
એક રૂપે આ દેહમાં બોલે ને, બીજે ઘટ ઘટ વાસ.
ત્રીજે રૂપે રહ્યા સચરાચર, ચોથે અલખ અવિનાશ,
રાસ સદા રમતાંરે, પ્રભુનાં નિજ બતાવા— શ્રીગો. ૨
એમ સર્વ વ્યાપક ઇશ્વર જાણી, શાન્તિએ સુખ દુઃખ સેહેવું
સદ્દગુરુ શબ્દે શ્રદ્ધા રાખી, રૂડી રેહેણીમાં રેહેવું,
નહિં તો શું કરે સદ્દગુરુ રે, બોનુ શું રાખ્યુ બતાવા?—શ્રીગો. ૩

જેને બાંને જીતવું એહોમાં શું ગણે તેને
શ્રી હરિની સેવા ભક્તિ તેમાંનુ શું કરૂં છું કહે ને ?
એક દર્શન નથી ચાહાતો રે,નામ જપુમું રળીઆવા—શ્રીગો. ૪

આમ લૌકિક અને અલૌકિક દ્રષ્ટાન્તોથી સિદ્ધ થાય છે કે વૈષ્ણવે ( મનુષ્યે ) ગુરુનું શરણ ગૃહણ કરી તેમનીજ પાસેથી શ્રીહરિનો બીજ રૂપી મંત્ર લેઇ ( શ્રીકૃષ્ણઃ શરણં મમઃ ) તથા બ્રહ્મસબંધનો ગદ્યનો મંત્ર લેઇ શ્રીહરિની સેવા અને ભક્તિ અને સત્સંગ કરવાં જોઇએ નહિં તો તેનો જન્મ વૃથા છે. એવો મનુષ્ય શું પશુ, પક્ષી, અને જીવ જંતુથી પણ અધમ નથી ?

૪ સાક્ષાત્ ભગવાન્ શ્રીરામચંદ્રજીએ ગુરુ વશિષ્ટજીનો અને સાક્ષાત્ પુરણ પુરુષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે ગુરુ સાંદીપનિનો આશ્રય ( આ પામર જીવોને પોતાના દ્રષ્ટાન્તો બતાવી જીવો પણ પોતાની માફક ગુરુનો આશ્રય કરે તેટલા ખાતરજ ) લીધો હતો છતાં ભાગ્ય-હીન જીવો ગુરુના આશ્રયની આવશ્યકતા—ના સમજે તો તેને શું કેહેવું ? તે સમજ પડતી નથી.

૫ આ લૌકિક સમુદ્ર તરવા માટે વાહાણનો સુકાની હોય છે તેવીજ રીતે આ સંસાર રૂપી સમુદ્રથી પાર ઉતરવા સંપ્રદાય રૂપી વ્હાણમાં બેસી સાંમ્પ્રદાયક ગુરુનો આશ્રય લેનારજ તરી શકે છે.

૬ લૌકિક ધન ( લક્ષ્મી ) મેળવવા માટે વિદ્યા, કળા, હુન્નર, ઇત્યાદિક શીખવા જતાં ગુરુની જરૂર પડે છે તો આ અલૌકિક ધન લક્ષ્મીના પતિ શ્રીહરિની પ્રાપ્તિ માટે અજ્ઞાન રૂપી અંધારૂ દૂર કરનાર ગુરુની શું જરૂર નથી ?

**વલ્લભદાસ**—ગુરુનો આશ્રય લેવો જોઇએ એમને આ લૌકિક પ્રમાણોથી સમજાયું પણ હવે શાસ્ત્રનાં પ્રમાણો આપો.

**કૃષ્ણદાસ**—તમે તો દૈવી છો અને તમારો શ્રીમહાપ્રભુજીએ કર ગ્રહ્યો છે એટલે તમે તો રસ્તા ઉપર ચઢી ગયા છો. પરંતુ તમો આસુરી અને નાસ્તિક તથા શ્રદ્ધાહીન જીવોની વાત આગળ જે કરી ગયા તેઓને માટે હવે શાસ્ત્રનાં પ્રમાણો આપીશ, તેમાં પણ તમોને શંકા થાય ત્યાં સુખેથી પુછજો. કારણ આ તમારો ને મારો ગુરૂ માહાત્મ્ય સંબંધીનો સંવાદ તેવા આસુરીઓમાં પણ જો કોઇ દૈવી કુસંગને લીધે અવળે માર્ગે ચઢી ભુલ્યો પડયો હોય તો તે આ સંવાદ વાંચી યા સાંભળી જો શ્રીમાહાપ્રભુજી તેના ઉપર કૃપા કરે તો રસ્તા ઉપર આવે. માટે સંભાળો.

**વલ્લભદાસ**—હે ભગવદીય ! મને ઉંચે ચઢાવશો નહિં, કારણ ઉંચે ચઢનારનેજ પડવાનો ભય છે હજી આશામાં શું શું દોષો ભરેલા છે તે મારૂ મન અને પ્રભુ જાણે છે, મારા દોષોનો પાર નથી—અગણિત છે. ઉપરથી

કદાચ મને આપ લાયક થયો સમજતા હશો. પરંતુ મારૂં મન કબુલ કરે છે કે હજી હું લાયક થયો નથી. જેથી મને પણ શંકાઓ ઉત્પન્ન થાય છે અને અત્યારે આપની સમક્ષ આ સંવાદમાં પણ જ્યાં જ્યાં શંકાઓ ઉત્પન્ન થશે ત્યાં ત્યાં હું પુછીશ.

કૃષ્ણદાસ—પોતાના મનમાંજ વિચારે છે કે ખરેખર આ વલ્લભદાસ ઉપર શ્રીવલ્લભની સંપૂર્ણ કૃપા થઇ મને તો સમજાય છે કારણ તેનો બોલવાનો વિવેક અને દીનતા તે મારામાં નથી. હે પ્રભુ! હે દયાળુ! આપ મારા ઉપર કૃપા ક્યારે કરશો? આમ પોતાના મનમાંજ વિચાર અને તેનું સમાધાન કર્યા બાદ કહે છે કે હે ભાઇ વલ્લભદાસ! સાંભળો,—શ્રીદેવકીનંદનજી પ્રકાશમાં લખે છે કે તદાશ્રય એટલે ભગવાન્ શ્રીહરિનો આશ્રય અને તદીયત્વ (પ્રભુમય) કેમ સિદ્ધ થાય! તેના ઉત્તરમાં કહે છે કે તદાશ્રય અને તદીયત્વના જ્ઞાનને માટે આચાર્યને શરણે જવું જોઇએ. આચાર્યને શરણે જવું એ સાધન છે, અને સ્વધર્મનું અનુષ્ઠાન પણ આવશ્યક છે. એ સાધનથી કાર્ય સિદ્ધિ થાય. શ્વેતકેતુ વિદ્યાલયમાં કહ્યું છે કેઃ—

" आचार्यवान् पुरुषो वेद " જે આચાર્યની પાસે ગયો હોય તેજ ભગવત્ જ્ઞાન જાણે છે, બીજા જાણતા નથી એટલે જેણે ગુરૂનું શરણ લીધું હોય તેજ જાણે છે અને મોક્ષ પણ તેનેજ મળે છે. માટે મનુષ્યે શ્રીહરિની ભક્તિ

માટે પ્રથમ પોતાના સ્વસંપ્રદાયી આચાર્ય એવા જે ગુરૂ તેમને શરણે જવું જોઇએ. તેના પુરાવામાં ગૌતમીય તંત્રમાં કહેલું છે કે:—

धर्मार्थकाममोक्षाणामालयः साम्प्रदायिकः ।
सम्प्रदायविहीना ये मंत्रास्ते निष्फला मताः ॥

**અર્થ:**—સાંપ્રદાયિક ગુરુ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષના સ્થાનરૂપ છે અને સંપ્રદાય વગરના જે મંત્રો છે તે નિષ્ફલ માનેલા છે.

**વલ્લભદાસ**—સારો સુલક્ષણવાળો જ્ઞાની અને ભક્તિનિષ્ઠ જો કોઇ ગુરુ મળી આવે તો પછી તે ગમે તે જ્ઞાતીનો હોય કે પછી ગમે તે સંપ્રદાયનો હોય પણ તેવાને ગુરુ કરવામાં શું હરકત છે?

**કૃષ્ણદાસ**—અતિ શૂદ્રના ગોર કહો યા બ્રાહ્મણ કહો પણ તે ગરોડાજ હોય. હાથીની સ્વારી કરવાવાળો શું ગર્ધવ ઉપર બેસશે. હંસ શું કાગડાના ટોળામાં જશે? સિંહ શું બકરાંના ટોળામાં રહેશે? તેવીજ રીતે ભગવાનેજ કૃપા કરી ઉત્તમ મનુષ્ય દેહ તેમાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય, એવી ઉત્તમ વર્ણમાં અને તેમાં પણ સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણે શ્રીવલ્લભરૂપ ભૂતળ ઉપર બ્રાહ્મણ દેહે પ્રગટ થઇ ઉત્તમ પુષ્ટિ (અનુગ્રહ) માર્ગ સ્થાપન કર્યો છે તેજ સંપ્રદાયમાં રહેનારાં માતાપિતાને ઘેર જન્મ થયેલો હોવા

છતાં જે માણુસ પોતાના સ્વ સાંપ્રદાયિક ગુરૂજીનું શરણુ લીધા છતાં અન્ય શૂદ્ર ગમે તેવો જ્ઞાની—ભક્તિનિષ્ઠ અને સુલક્ષણુવાળો હોય તેવાને પાછો ગુરુ કરવા જાય અને તેવાની વાણી સાંભળવા જાય તો જાણવું કે ભગવાન્ તેને વર્યા જ નથી અને તેનો સંબંધ ભગવાને અંગીકાર કર્યો જ નથી એવાને શ્રીવલ્લભે બતાવેલા ઉત્તમ પુષ્ટિમાર્ગના ફલની પ્રાપ્તિ ક્યાંથી હોય? આપણા સંપ્રદાયમાં શ્રીવલ્લભ અને તેમના સુભગ વંશજોના વિરચિત સંસ્કૃત અને તેના પ્રાકૃત ભાષામાં સમજ પડે તેવી સરળ ભાષાના ગ્રંથો શું ઓછા છે? સત્સંગમાં પણ શું સત્સંગ કરવા લાયક ભગવદીયો નથી? પરંતુ પોતાના વડીલો ત્રીજોરીમાં ધન ભરીને ગયા હોય પરંતુ તેની ચાવી નહિં મળવાથી આ ત્રીજોરી ઉઘાડતાં આવડતી નહિં હોવાથી ધન માટે જેમ અન્યને ઘેર યાચવા જાય તેવું આ જીવો માટે છે. ઘોડા તો ઘોડાની હારમાં જ શોભે. શૂદ્ર હોય પણ જો તેણે સામ્પ્રદાયિક ગુરુનો આશ્રય લીધો હોય એટલે તે સ્વ સામ્પ્રદાયિક વૈષ્ણવ હોય તો તેની સાથે સત્સંગ કરવામાં વાંધો નથી પરંતુ ગુરુ માટે તો નારદપંચરાત્રની વિજ્ઞાનોપનિષત્ સંહિતાનો અઢારમા પટલમાં કહ્યું છે કેઃ—

क्षत्रविटशूद्रजातीनां क्षात्रियोऽनुग्रहे क्षमः ।
क्षत्रियस्यापि च गुरोरभावादीदृशो यदि ॥ १ ॥
वैश्यः स्यात्तेन कार्यश्च दयोर्नित्यमनुग्रहः ।

सजातीयेन शूद्रेण तादृशेन महात्मनः ॥ २ ॥

अनुग्रहाभिषेकौ च कार्यौ शूद्रस्य सर्वदा ।

उपायो न भवेल्लोभात् मुक्त्वा सर्वो द्विजोत्तमम् ॥ ३ ॥

क्षत्रविट्शूद्रजातीयप्रातिलोम्यं न दीक्षयेत् ।

અર્થ:—ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર જાતિને અનુગ્રહ કરવામાં ક્ષત્રિય યોગ્ય છે. વૈશ્ય તથા શૂદ્રને અનુગ્રહ કરવામાં તેવા ક્ષત્રિય મળે નહિં તો તે બન્ને જાતિને વૈશ્યે અનુગ્રહ કરવો. શૂદ્રને અનુગ્રહ કે અભિષેક એ સર્વદા શૂદ્રે કરવો. બ્રાહ્મણ શિવાય બીજી વર્ણવાળા લોભથી ઉપદેશ કરવા માગતા હોય તો તે ઉપદેશ લેવા માટે જવા યોગ્ય નથી, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એમણે પ્રતિલોમ દીક્ષા આપવી નહિં એટલે ઉંચા વર્ણને નીચા વર્ણવાળો દીક્ષા આપી શકે નહિં. એ વાક્ય અવિરુદ્ધ હોવાથી શિષ્ટે તેનો આદર કરેલો છે. વેદમાં પંચાગ્નિવિદ્યાદિકમાં ક્ષત્રિયોએ બ્રાહ્મણને ઉપદેશ કરવાનું જે લખેલું છે તે ઉપદેશ પર નથી, પણ તેમાં બતાવાનું લખેલું હોવાથી તે બતાવવા પર છે. માટે સંપ્રદાયનો આશ્રય અવશ્ય કર્તવ્ય છે. પરંતુ તે અયોગ્ય નથી, વળી મંત્રશાસ્ત્રના તત્વસાર નામના ગ્રંથમાં કહેલ છે કે:—

दुर्लभे सद्गुरूणां तु स्यात्तत्सङ्ग उपस्थिते ।

तदनुज्ञा यदा लब्धा स दीक्षावसरो महान् ॥ १ ॥

ग्रामे वा यदि वारण्ये क्षेत्रे वा यदि वा निशि ।
आगच्छंति गुरुर्दैवात् महादीक्षा तदाज्ञया ॥ २ ॥

यदैवेच्छा तदा दीक्षा गुरोराज्ञानुरूपतः ।
न तिथिर्न तथा होमो न स्नानं न जपः क्रिया ॥ ३ ॥

दीक्षायाः कारणं किन्तु स्वेच्छाप्राप्ते तु सद्गुरौ ।
इति शुद्धिस्तु सर्वस्य ज्ञात्वा दीक्षेति तद्विधिः ॥ ४ ॥

**અર્થ:**—સદ્દગુરુઓનો સંગ દુર્લભ છે, તે સંગ જ્યારે પ્રાપ્ત થાય અને તેમની આજ્ઞા જ્યારે મળી ત્યારે તે મોટો દીક્ષાનો સમય છે એમ માની ગામમાં અથવા અરણ્યમાં અથવા ક્ષેત્રમાં. અથવા રાત્રિમાં જ્યારે ભગવદ્ ઇચ્છાથી ગુરુ પ્રાપ્ત થાય ત્યારે આનંદની દીક્ષા લેવી. તિથિ, હોમ, સ્નાન, જપ, કે ક્રિયા એ કાંઇ દીક્ષાનું કારણ નથી પણ ઇચ્છા પ્રમાણે ગુરુ પ્રાપ્ત થાય તો સર્વની શુદ્ધિ જાણીને દીક્ષા લેવાનો વિધિ છે.

**વલ્લભદાસ**—આ પ્રમાણમાં તો ઇચ્છા પ્રમાણે ગુરુ પ્રાપ્ત થાય તો સર્વની શુદ્ધિ જાણીને દીક્ષા લેવાનો વિધિ જણાવે છે અને આપણા પુષ્ટિસંપ્રદાયમાં તો વિશેષે કરીને એકજ ગાદિના સેવક થવાની પરંપરા મારા જોવામાં આવે છે તેનું કેમ ?

**કૃષ્ણદાસ**—શ્રીવલ્લભના સુભગ વંશજો જે થઇ ગયા અને અત્યારે પણ જે ભૂતલ ઉપર બિરાજે છે તે સઘળા

એકજ સ્વરૂપ શ્રીવલ્લભજ છે, તેથી કોઇપણ બાલક (શ્રીગોસ્વામી મહારાજ) પાસેથી મંત્ર દીક્ષા લેવામાં બાધ જેવું નથી, શ્રદ્ધાથી અને ભાવથી સાક્ષાત્ ઇશ્વર શ્રીવલ્લભનેજ શરણે જાઉં છું એમ માની સુખેથી તે બાળકોને શરણે જવાય અને તેમની દ્વારા બ્રહ્મસંબંધ કરાવી મંત્ર દીક્ષા લેવાય, ફલમાં કોઈ જાતની ન્યુનતા નથી. પરંતુ પદ્મપુરાણના ઉત્તર ખંડમાં તેના સમાધાનનું વાકય છે કેઃ—

आचारो धर्ममार्गश्च गुरुर्मन्त्रश्च देवता ।

दम्पत्यपत्यभृत्येषु एकीकृत्य महत्फलम् ॥

**અર્થ**:—આચાર, ધર્મમાર્ગ, ગુરૂ, મિત્ર, અને દેવતા, સ્ત્રી, પુરૂષ, છોકરાં, અને ચાકરોમાં એક હોય તે મ્હોટું ફલ છે, એમ કહેલું છે, કારણ કે એકજ ઘરમાં આચાર, ધર્મ, ગુરૂ, મંત્ર અને ઇષ્ટ દેવ જો એકજ હોય તો સઘળાંનો વિચાર એક મળતો આવે, આનંદથી પોતાના ગુરુ તથા ઇષ્ટ દેવની સેવા હળીમળીને કરી શકે તેમજ ભેટ વિગેરે પણ બધા ઘરનો એકજ આશ્રય અને એકજ વિચાર હોવાથી યથાશક્તિ કાઢી શકે, તેમજ સત્સંગમાં પણ રંગ જામે એવા ભાગ્યશાળી કુટુંબને હરકોઇ પ્રકારનું પ્રારબ્ધવશાત્ કંઇ લૌકિક કષ્ટ હોય અથવા કંઇ ધનધાન્ય ઇત્યાદિકનો સંકોચ હોય છતાં તે કુટુંબ એક આશ્રયી હોવાથી તે દુઃખથી કલેશ નહિં પામતાં પ્રભુના અલૌકિક આનંદમાં પોતાનું જીવન ગાળે છે અને અંતે પોતપોતાના

ભાવ, ભાગ્ય, અને અધિકાર અનુસાર ભગવત્કૃપાનાં પાત્ર બને છે. પરંતુ જે ઘરમાં પતિનો એક ધર્મ, તો સ્ત્રીનો બીજો ધર્મ, તો પુત્રનો ત્રીજો ધર્મ એમ કોઇ વૈષ્ણવ, તો કોઇ જૈન, કોઈ સ્માર્ત, તો કોઈ આર્યસમાજી, કોઇ નાસ્તિક, તો કોઇ ક્રિશ્ચયન, એમ એકજ ઘરમાં દરેકના જુદા જુદા ધર્મ, જુદા જુદા ગુરૂ, જુદા જુદા ઇષ્ટ અને તેજ પ્રમાણે જુદા જુદા આચાર હોય તો પછી વિચાર પણ મળતા ક્યાંથીજ હોય? અને જ્યારે વિચાર મળે નહિં તો ત્યાં સલાહ સંપ પણ ક્યાંથીજ હોય? જ્યાં સલાહ સંપ નથી ત્યાં સુખનું સ્વપ્ન પણ શાનુંજ હોય? તેવા કુટુંબનું શ્રેય શી રીતે થાય! ભલે કદાચ તેવા ઘરમાં પૂર્વના પુણ્યે કરોડોની સમૃદ્ધિ હોય તોપણ તે કુટુંબના જેવું કોઇ દુ:ખીજ નથી, એ નિ:સંદેહ છે, બાહારથી કદાચ તે ઘર સુખી જણાતું હોય પરંતુ બારીકાઇથી નિરીક્ષણ કરનારને તે ઘરનાં દરેક દુ:ખીજ જણાશે ત્યાં એટલુંજ નહિં પણ આ લોક અને પર લોકમાં દરેક રીતે તેની હાનિજ છે. માટેજ શાસ્ત્રકારોએ દરેક કુટુંબને સ્વ સંપ્રદાયી એકજ ગુરૂનો આશ્રય લેવાની આજ્ઞા કરે છે.

**વલ્લભદાસ**—આ બાબતમાં તો મારા મનનું સમાધાન થયું કે ગુરૂ તો સ્વ સંપ્રદાયી અને એકજ ગાદિના હોય તેમનેજ શરણે વંશપરંપરા કુટુંબે જવું. પરંતુ કેવા લક્ષણો (ગુણો) ધરાવનાર ગુરૂને શરણે જવાય તે કહો.

**કૃષ્ણદાસ**—આ બાબતમાં શ્રીમદ્ આચાર્યજી માહાપ્રભુજી પોતે પૃથ્વી પરિક્રમા કરતા કરતા ગહુવર વનમાં કૃષ્ણકુંડ ઉપર પધાર્યા અને ત્યાં મુકામ કરી શ્રીમદ્ભાગવતનું પારાયણ કર્યું (એટલે સપ્તાહ કરી) પછી એક વખત ત્યાંનું વન જોવાને ગયા તો વનમાં એક મોટા અજગરને લાખો કીડીઓ ફોલી ખાતી જોઇ આચાર્યશ્રીના મનમાં ઘણી દયા આવી તેથી કૃષ્ણદાસ પાસે કમંડળમાં ભગવાનના ચરણોદકનું જલ હતું તે મંગાવી આચાર્યશ્રીએ તે અજગર અને કીડીઓ ઉપર છાંટયું, તેથી તે અજગર અને કીડીઓની ઊર્ધ્વગતિ થઇ પણ આચાર્યશ્રી તેથી ઉંડા વિચારમાં પડયા અને પોતાની સાથેના વૈષ્ણવોની જોડે ઘણા લાંબા વખત સુધી બોલ્યા નહિં. વન જોઇને મુકામ ઉપર આવ્યા તોપણ કોઇની સાથે ભાષણ કર્યું નહિં. ત્યારે દામોદરદાસે આચાર્યશ્રીને પુછયું કે આજ આપ કેમ ઉદાસ જણાવો છો ? આચાર્યશ્રીએ કહ્યું કે વનમાં અજગરને જોઇને મારૂ મન ઘણું ઉદાસ થયું છે. એ અજગર પૂર્વ જન્મમાં વૃંદાવનમાં એક મોટો મહંત હતો. એણે ઘણા સેવકોનું પુષ્કળ દ્રવ્ય ભગવત્કાર્યમાં કે પરોપકારમાં ન ખરચતાં જાતિ વૈભવ અને મોજશોખમાં ખરચ્યું; એનો વૈભવ અને મોજશોખ જોઇ સેવકો પણ મોજશોખમાં પડી ગયા. પછી કાળાંતરે એ અને એના સેવકો મરણ પામ્યા, ત્યારે એ અજગર થયો, અને સેવકોએ કીડીઓ થઇ એને ફોલી ખાધો અને એને કહ્યું કે જયારે તારામાં

ઉદ્ધાર કરવાની શક્તિ નહોતી ત્યારે તેં અમને સેવક કરી શા માટે ખરાબ કર્યા? અમારૂ ધન શા માટે હરિ લીધું? એ પ્રમાણે મહંત અને સેવકોના પૂર્વ વૃત્તાંત ઉપરથી દરેક આચાર્ય અને ગુરૂએ સમજવું જોઈએ કે જો પોતામાં પોતાના શિષ્યોનું કલ્યાણ કરવાની શક્તિ ન હોય, અને જો અંતઃકરણપૂર્વક પોતે ભગવાનમાં લીન થયા ન હોય, તો તેણે પોતાનો અને પોતાના સેવકોનો જન્મારો બગાડવો નહિં. હવે આપ શ્રીમહાપ્રભુજી સત્પુરૂષનાં લક્ષણો જણાવે છેઃ—

कृपालुरकृतद्रोहस्तितिक्षुः सर्वदेहिनाम् ॥

सत्यसारोऽनवद्यात्मा समः सर्वोपकारकः ॥ २९ ॥

कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिंचनः ॥

अनीहो मितभुक् शांतः स्थिरो मच्छरणो मुनिः ॥ ३० ॥

अप्रमत्तो गभीरात्मा धृतिमान् जितषड्गुणः ॥

अमानी मानदः कल्पो मैत्रः कारुणिकः कविः ॥ ३१ ॥

**અર્થઃ**—કૃપાળુ, કોઇપણ પ્રાણીનો દ્રોહ નહિં કરનાર, ક્ષમાવાળો, સત્યરૂપ બલવાળો, ઇર્ષ્યાદિકથી રહિત, સુખ દુઃખમાં સમાન, યથાશક્તિ સર્વનો ઉપકાર કરનાર, વિષયોથી નહિં ક્ષોભ પામતા મનવાળો, ઈન્દ્રિયોને જીતનાર, કોમળ ચિત્ત વાળો, સારો આચાર પાળનાર, દ્રવ્યમાં આસક્તિ નહીં રાખનાર, આ લોકના સુખને માટે કશી ક્રિયા નહીં કરનાર, થોડુ જમનાર, શાંત, સ્વધર્મમાં સ્થિર

ભગવાનનાજ આશ્રયથી રહેનાર, મનન કરનાર, સાવધાન, નીર્વિકાર, કષ્ટના સમયમાં પણ ધૈર્ય રાખનાર, ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા તથા મૃત્યુને જીતનાર, માનની ઇચ્છા નહીં રાખનાર, બીજાને જ્ઞાન દેવામાં ચતુર (શિષ્યની શંકાઓનું સમાધાન કરવામાં) સર્વનો મિત્ર કરૂણાથીજ સઘળી પ્રવૃતિ કરનાર, અને સારી રીતના જ્ઞાનવાળા જેહ હોય તેજ સત્પુરૂષ ગુરૂ કરવા યોગ્ય છે.

વળી **ભાનુક્ષેત્રની** યાત્રામાં જાંબુવત જાતના બ્રાહ્મણોએ શ્રીમહાપ્રભુજીને પુછયું કે ગુરૂ કેવો કરવો જોઇએ ? ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું કેઃ—જે શ્રીકૃષ્ણની સેવામાં તત્પર હોય, જેને ભાગવતના તત્વની માહુતી હોય, જે સ્વાર્થ અને દંભરહિત હોય અને જે વેદ, પુરાણ, શાસ્ત્રો વગેરે જાણી તેઓના તત્વને નિરંતર ધ્યાનમાં રાખી ભગવાન્ ઉપર દૃષ્ટિ રાખતો હોય, અને જે પોતે તરવાને અને જે તેને શરણે આવે તેને તારવાને સમર્થ હોય તેનેજ ગુરૂ કરવો. ( જુઓ તત્વાર્થદીપાનબંધ સર્વ નિર્ણય પ્ર. ૨૨૭) આવું સાંભળી તે બ્રાહ્મણો શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા.

**વલ્લભદાસ**—હે ભગવદીય કૃષ્ણદાસજી, આ કલિકાળના દુષ્ટ વાતાવરણમાં એવા ગુરૂ મળવા તો ઘણા દુર્લભ છે તો પછી શું ગતિ ? અને તેણે કયાં જવું ? અને કેનું શરણ ગ્રહણ કરવું ?

**કૃષ્ણદાસ**—તમારી શંકા ખરી છે અને તેવી શંકા દરેક અનભિજ્ઞ પુરૂષોને થાય, પરંતુ તે લક્ષણો સંપ્રદાય સ્થાપન કરનાર (ચલાવનાર) મુળ પુરૂષ આચાર્યનાં છે. તેથી તેવા ગુણો ધરાવનાર ગુરૂ મળે તોજ ગુરૂ કરવા એવો આજના સમયમાં વિચાર રાખીએ તો કર્મ, ઉપાસના, વગેરે માર્ગોમાં એ દોષ સમાન હોવાથી તેવા ગુરૂ મળવા દુર્લભ છે, તેથી સર્વ માર્ગો ઉચ્છિન્ન થઇ જાય; કેમકે યુગ ધર્મ સર્વમાં સમાન છે. તેથીજ ભગવાનનો અનુગ્રહ થવામાં મૂળભૂત આચાર્યની કાનીથીજ ભગવાન અનુગ્રહ કરે) તેથી આજના સમયમાં ઉપદેશ કરનાર ગુરૂને તે મૂળભૂત આચાર્યનું દ્વારપણું હોવાથી તેમની પાસેથી દીક્ષા લેઈ મૂળભૂત આચાર્યનેજ ગુરુ માની તે મૂલભૂત આચાર્યને શરણે જવામાં કોઇ જાતનો દોષ નથી. તેથી હાલના સમયના ગુરૂમાં ફક્ત તેઓ સંપ્રદાયને અનુસરે છે કે નહિં એટલીજ બાબત જોવાની છે. જો તે સંપ્રદાયને અનુસરનાર હોય તો તેમને સદગુરૂ સમજવા. પરંતુ દ્વાર ભૂત ગુરૂનો અતિક્રમણ થાય તો કાંઈ દોષ નથી એમ નહિં સમજવું, કારણકે તેની આજ્ઞાનું ઉલ્લંઘન નહિં કરવાની આવશ્યકતા છે. ( લૌકિકમાં જેમ શેઠનો પુત્ર ગમે તેવો હોય છતાં તે પુત્રની સાથે સબંધ અને સ્નેહ રાખવાથી શેઠ રીઝે છે તેવીજ રીતે આ બાબતમાં પણ સમજવાનું છે. )

**વલ્લભદાસ**—પરંતુ ગુરૂ અભણ એટલે વિદ્યા ભણેલા ના હોય તો તેવાની પાસેથી જ્ઞાન શું મળે ?

**કૃષ્ણદાસ**—તેનું પણ આદિત્ય પુરાણમાં પ્રમાણ છે કેઃ—

अविद्यो वा सविद्यो वा गुरुरेव जनार्दनः ।
स्वमार्गस्थोऽप्यमार्गस्थो गुरुरेव सदागतिः ॥
हरौ रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न कश्चन ।
तस्मात्सर्वप्रयत्नेन गुरुमेव प्रसादयेत् ॥

**અર્થઃ**—વિદ્યા વિનાનો હોય કે વિદ્યા યુક્ત હોય તો પણ ગુરૂજ અવિદ્યાને મટાડનાર છે. પોતાના માર્ગમાં રહેલો હોય અથવા માર્ગમાં ન હોય તોપણ ગુરૂજ સદા ગતિરૂપ છે. હરિ રૂષ્ટ થાય તો ગુરૂ રક્ષણ કરનાર છે પણ જો ગુરૂ રૂષ્ટ થાય તો કોઇ રક્ષણ કરનાર નથી. માટે સર્વ પ્રયત્ન વડે ગુરૂને પ્રસન્ન રાખવા જોઇએ.

વળી વરાહપુરાણમાં પ્રાગિતિહાસમાં રૂદ્રગીતામાં કહેલ છે કેઃ—

यस्त्विमं सरहस्यं तु समंत्रं चोपपादयेत् ।
विधानं तस्य वै दत्तं कोटिकोटिगुणोत्तरम् ॥
गुरौ वसति यस्त्वन्यमाश्रयेत् पूजयेत् कुधीः ।
सदुर्गतिमवाप्नोति दत्तमस्य च निष्फलम् ।
प्रयत्नेन गुरौ पूर्वं पश्चादन्यत्र दापयेत् ।

अविद्यो वा सविद्यो वा गुरुरेव जनार्दनः
मार्गस्थो वाऽप्यमार्गस्थो गुरुरेव परा गतिः ॥
प्रतिपद्य गुरुं यस्तु मोहाद्विप्रतिपद्यते ।
सकल्पकोटिनरके पच्यते पुरुषाधमः ॥

**અર્થઃ**—જે રહસ્યસહિત અને મંત્રસહિત વિધાનનું પ્રતિપાદન કરે તેને કરોડ ઘણું દાન કર્યાનું ફળ થાય. ૧

ગુરૂ વસતા હોય અને દુષ્ટ બુદ્ધિવાળો જે બીજાનો આશ્રય કરે તે દુર્ગતિને પ્રાપ્ત થાય છે. માટે પ્રયત્ન વડે પ્રથમ ગુરૂને અર્પણ કરીને પછી બીજાને આપવું, વિદ્યા વગરના હોય અથવા વિદ્વાન હોય તોપણ ગુરૂજ જનાર્દન (અવિદ્યાને ટાળનાર) છે. માર્ગમાં રહેલો હોય અથવા માર્ગમાં ન રહેલ હોય તો પણ ગુરૂજ પરમ ગતિ છે. ગુરૂને શરણે જઇને જે મોહથી પ્રતિકૂળ થાય છે તે અધમ પુરૂષ નરકમાં કરોડ વર્ષ સુધી દુઃખમાં પીડાય છે. માર્ગમાં ન રહેલ હોય ઇત્યાદિક જે કહેલ છે તે વાક્ય દ્વારભૂત ગુરૂવિષયક છે. કેમકે સંપ્રદાયપ્રવર્તક મૂલભૂત ગુરૂમાં માર્ગમાં નહિં રહેવાપણા વગેરે અપલક્ષણો હોય જ નહિં અને જો હોય તો તેનાથી માર્ગ પ્રવર્તેજ નહિં. તેથી મૂલભૂત ગુરૂએ જીવોના કલ્યાણ અર્થે શ્રીહરિના નામનો જે મંત્ર પ્રગટ કર્યો હોય તે દ્વારભૂત ગુરૂને શરણે જઇ તેની પાસેથી ગૃહણ કરી મૂલભૂત ગુરૂનું શરણ, સ્મરણ, તથા ધ્યાન અને આજ્ઞાઓનું પાલન કરવું, અને

જેમની પાસેથી મંત્રનો ઉપદેશ લીધો હોય તે દ્વારભૂત ગુરૂ કહેલાય છે. તેથી ગુરૂનાં લક્ષણોજ મેળવવા બાબતનો દોષ લાગતો નથી. તોપણ દ્વાર ભૂતનો ગુરૂ સમાનજ આદર કરવો. તે અત્યંત યુક્ત છે. એજ અભિપ્રાયથી બ્રહ્મવૈવર્તપુરાણમાં કહેલ છે કેઃ—

अपि घ्नन्तः शपन्तो वाविरुद्धा अपि ये क्रुधाः ।
गुरवः पूजनीयास्ते गृहं गत्वाऽऽनयेत तान् ॥

**અર્થઃ**—મારતા હોય. શાપ દેતા હોય, અને ક્રોધથી વિરૂદ્ધ થયા હોય તો પણ તે ગુરૂ પૂજવા યોગ્ય છે. અને જો રીસાયા હોય તો તેમને ઘેર જરૂર પધરાવી લાવવા. વળી શ્રીમદ્ ભાગવત સપ્તમ સ્કંધમાં આજ્ઞા કરી છે કેઃ—

यस्य साक्षात् भगवति ज्ञानदीपप्रदे गुरौ ।
भक्तिर्न स्यात् कृतं तस्य मन्ये कुञ्जरशौचवत् ॥

**અર્થઃ**—જ્ઞાન રૂપી દીપને આપનાર સાક્ષાત્ ભગવદ્રૂપ ગુરૂમાં જેને ભક્તિ ન થાય તેનું સર્વ કરેલું કુંજર શૌચ (હાથીના સ્નાન) જેવું હું માનું છું તેવીજ રીતે ગુરૂની ભક્તિ ન કરનારનું સમજવાનું છે. તેમજ એકાદશ સ્કંધમાં શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવજી પ્રત્યે આજ્ઞા કરેલ છે કેઃ-

आचार्य मां विजानीयात नावमन्येत कर्हिचित ।
न मर्त्यबुद्ध्याऽसूयेत सर्वदेवमयो गुरुः ॥

**અર્થઃ**—આચાર્ય મારૂં સ્વરૂપ છે એમ જાણી તેની

અવજ્ઞા ન કરે તેમજ તેને મનુષ્યની બુદ્ધિથી નિંદે નહિં, કારણ કે ગુરૂ સર્વ દેવમય છે. તેમજ નારદજીએ કહેલ છે કેઃ–

गुरौ सन्निहिते यस्तु पूजयेदन्यमग्रतः ।
स दुर्गतिमवाप्नोति पूजनं तस्य निष्फलम् ॥

અર્થઃ—ગુરૂના સન્નિધાનમાં પ્રથમથી જે બીજાને પૂજે છે તે દુર્ગતિને પામે છે તથા તેનું પૂજન નિષ્ફળ થાય છે. તેમજ અગસ્ત્ય સંહિતામાં કહેલ છે કેઃ—

यः शिष्यैः शश्वदाराध्या गुरवो ह्यवमानिताः ।
पुत्रमित्रकलत्रादिसंपद्भ्यः प्रच्युता हि ते ॥
ये गुर्वाज्ञां न कुर्वंति पापिष्ठाः पुरुषाधमाः ।
न तेषां क्लेशानिस्तारा वर्तन्ते मुनिसत्तम ।

અર્થઃ—હમેશાં આરાધના કરવા યોગ્ય ગુરૂઓનું જે શિષ્યોએ અપમાન કર્યું હોય તે શિષ્યો પુત્ર, સ્ત્રી, અને સંપત્તિ વગેરેથી ભ્રષ્ટ થાય છે. પાપિષ્ઠ અધમ પુરૂષો ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તતા નથી. હે મુનિમાં શ્રેષ્ઠ ! તેના કલેશનો વિસ્તાર કોઇ દીવસ થતો નથી. તેમજ વામન કલ્પમાં કહે છે કેઃ—

यो मंत्रः स गुरुः साक्षात् यो गुरुः स हरिः स्मृतः ।
गुरुर्यस्य भवेत्तुष्टस्तस्य तुष्टो हरिः स्वयम् ॥

અર્થઃ—જે મંત્ર છે તે સાક્ષાત્ ગુરૂ છે અને જે

ગુરૂ છે તે હરિ છે. જેને ગુરૂ પ્રસન્ન થાય છે તેને શ્રીહરિ આપ પોતે પ્રસન્ન થાય છે.

વળી નારદપંચરાત્રમાં કહેલ છે કેઃ—

यत्र यत्र परीवादो मात्सर्यात् श्रुयते गुरोः ।
तत्र तत्र न वस्तव्यं वक्तव्यं वा कथंचन ॥

**અર્થ**:—જ્યાં જ્યાં માત્સર્યથી ગુરૂની નિંદા સંભળાતી હોય ત્યાં ત્યાં વસવું કે બોલવું નહિ એમ કહેલ છે માટે એવા ગુરૂઓમાં સર્વદા અનુવૃત્તિ કરવી. વળી નારદ પંચરાત્રમાં કહે છે કેઃ—

यो वक्ति न्यायरहितं विना न्यायं शृणोति यः ।
उभौ तौ नरकं घोरं व्रजतः कालमक्षयम् ॥ १ ॥
महाकुलप्रसूतोऽपि सर्वयज्ञेषु दीक्षितः ।
सहस्रशाखाऽध्यायी च न गुरुः स्यादवैष्णवः ॥२॥
अवैष्णवोपदिष्टेन मन्त्रेण नरकं व्रजेत् ।
पुनश्च विधिना सम्यक् वैष्णवाद् ग्राहयेद् गुरोः ॥

**અર્થ**:—જે ન્યાય રહિત બોલે છે તથા જે ન્યાય રહિત સાંભળે છે, તે બન્ને અક્ષય કાલ સુધી ઘોર નરકમાં જાય છે, મોટા કુળમાં ઉત્પન્ન થયેલ હોય, સર્વ યજ્ઞમાં દીક્ષિત હોય અને વેદની સહસ્ર શાખાઓને ભણનારો હોય પણ જો અવૈષ્ણુવ હોય તો તે ગુરૂ થઇ શકતો

નથી. અવૈષ્ણવે ઉપદેશ કરેલ મંત્રથી નરકમાં જાય માટે ફરીને સ્વસાંપ્રદાયિક વૈષ્ણવ ગુરૂ પાસેથી મંત્ર ગ્રહણ કરવો જોઈએ.

વળી નારદપંચરાત્રમાં પ્રથમ રાત્રિના નવમા અધ્યાયમાં માહાદેવજીએ તેમના પુત્ર ગણુપતીને પાર્વતિજી અને નારદજીના સાંભળતાં કહ્યું છે કે, હે પુત્ર ! હું તમને શ્રીકૃષ્ણના મંત્રનો મહિમા કહું તે સાંભળો.

कृष्णमंत्रोपासकानां, शुद्धं पादोदकं सुत ॥
पुनाति सर्वतीर्थानि वसुधामपि पार्वति ॥ १ ॥
कृष्णमंत्रो द्विजमुखाद्यस्य कर्णं प्रयाति च ॥
तं वैष्णवं च सम्पूतं प्रवदंति पूराविदः ॥ २ ॥
मंत्रग्रहणमात्रेण, नरो नारायणात्मकः ॥
पुनाति लीलामात्रेण, पुरुषाणां शतंशतं । इत्यादि ॥
विष्णुमंत्रं यो लभेच्च, वैष्णवाच्च द्विजोत्तमात् ॥
कोटिजन्मार्जितात् पापान्मुच्यतेनाऽत्र संशयः इति ॥ ५ ॥

અર્થ:—સઘળાં તીર્થોથી સર્વ માણસ પવિત્ર થાય છે. પરંતુ જે માણસે કૃષ્ણના મંત્રની પૂર્ણ રીતે ઉપાસના કરેલી હોય છે, તેના શુદ્ધ ચરણામૃતથી સઘળાં તીર્થ પવિત્ર થઈ જાય છે, તેને જગતના પાવન કરનાર વૈષ્ણવ જાણવા. અને જે માણસ કૃષ્ણમંત્રને ગ્રહણ કરે છે તે સાક્ષાત્ નારાયણ-

સ્વરૂપ થાય છે, અને તે માણુસ એક ક્ષણુમાત્રમાં ૧૦૦) સો મનુષ્યને પવિત્ર કરી નાંખે છે. અને તે માણુસને સઘળાં તીર્થો ઘેર બેઠાંજ થઈ ગયાં એમ જાણવું, ને તે સર્વ યજ્ઞોના દીક્ષતજી થઇ ગયા; એવા પુરૂષનેજ સઘળી પૂજાનું ફળ પ્રાપ્ત થાય છે અને જ્યારથી તેણે કૃષ્ણમંત્રની ઉપાસના કરી ત્યારથી તેણે સર્વ વ્રતો પૂર્ણ રીતે પાળ્યાં હોય તેટલું પુણ્ય થાય છે. અને જે માણુસને શ્રીકૃષ્ણના વૈષ્ણવ બ્રાહ્મણને મુખેથી કૃષ્ણમંત્રની પ્રાપ્તિ થઇ છે તેનાં કોટિ જન્મનાં પ્રાયશ્ચિત્ત નાશ પામે છે. એમાં કાંઇ પણ સંદેહ નથી. વળી આદ્ય શંકરાચાર્યે પણ કહ્યું છે કે.—

कलत्रं धनं पुत्रपौत्रादि सर्वं, गृहा बांधवाः सर्व–
मेतत् द्विजातं ॥ गुरोरंघ्रिपद्मे मनश्चेन्न वृत्तं ततः
किं, ततः किं, ततः किं, ततः किंः ॥ १ ॥

षडंगादिवेदो मुखे शास्त्रविद्या, कवित्वादिगद्यं,
सुपद्यं करोति ॥ गुरोरंघ्रिपद्मे ॥ २ ॥

विदेशेषु मान्य स्वदेशेषु धन्यः सदाचारवृत्तो–
षुमत्तो न चान्यः ॥ गुरो रंघ्रि पद्मेः ॥ ३ ॥

क्षमामंडले भूपभूपालवृंदैः सदा सेवितं यस्य पादार–
विंदं ॥ गुरोरंघ्रिपद्मे ॥ ४ ॥

**અર્થ**:—ઉમમ કુળ, અખૂટ ધન, પુત્ર, પૌત્રાદિ, ઘરબાર, બાંધવ અને દ્વિજ જેવી ઉત્તમ જાતિ, આટલાં મળ્યાં હોય, પરંતુ જેનું ચિત્ત (મન) ગુરૂના ચરણમાં દૃઢ થયું નથી તો શું થયું, શું થયું ? ॥ ૧ ॥

ચાર વેદ અને ષટ્શાસ્ત્રોની વિદ્યા જેને મુખે હોય અને વિવિધ રાગ–રાગણીની સુંદર કવિતાઓ અને ચિત્ત-આકર્ષક વ્યાકરણ આદિની શૈલિથી ગદ્ય અને પદ્ય જે બનાવી શકતો હોય એવા પુરૂષનું ગુરૂના ચરણમાં જો મન સ્થિર થયું નથી તો શું થયું, શું થયું ? ॥ ૨ ॥

વિદેશને વિશે જેને સારૂં માન મળતું હોય, અને સ્વદેશને વિશે જેને માટે ધન્યવાદના પોકારો થતા હોય તેમજ સદાચાર અને વ્રતાદિકના નિયમો પાળતો હોય, પરંતુ પોતાના ગુરૂના ચરણમાં જેનું મન સ્થિર થયું નથી તો શું થયું, શું થયું ? ॥ ૩ ॥

રાજા અને પૃથ્વીનું પાલન કરવાવાળા મહારાજા એવાના મંડળોમાં જેની ક્ષમા બોલાતી હોય અને એવા રાજા–મહારાજાઓના ટોળાં જેના પાદારવિન્દનું સેવન કરતાં હોય એવા પુરૂષનું જો પોતાના ગુરૂના ચરણારવિન્દને વિશે દૃઢ મન થયું નથી તો શું થયું, શું થયું ? ॥ ૪ ॥

જેણે ભોગ ત્યાગ કર્યા છે, તેમજ જેને રાજ્યાદિકની પણ ઇચ્છા નથી તેમજ જેણે સ્રીનું મુખ જોયું નથી અને જેને ધનાદિક સંપત્તિમાં ચિત્ત નથી એવા વૈરાગ્યવાળા

પુરૂષનું પણ જો પોતાના ગુરૂના ચરણમાં ચિત્ત સ્થિર અને દૃઢ વિશ્વાસવાળું થયું નથી તો શું થયું, શું થયું ? ॥ ૫ ॥

આમ વેદ શાસ્ત્ર અને પુરાણો તેમજ શ્રીમદ્ ભાગવત ઇત્યાદિકનાં પ્રમાણોથી સિદ્ધ થાય છે કે જીવે પોતાના શ્રેયની ઇચ્છા હોય તો ગુરૂદ્વારાજ શ્રીહરિને (શ્રીવલ્લભ) ને શરણે જઈ ભગવાન્ શ્રીકૃષ્ણની સેવાભક્તિ અને સમાગમ કરવા જોઇએ. અને ગુરૂને સાક્ષાત્ ઈશ્વર સ્વરૂપ જાણીનેજ તેમના ચરણમાં દૃઢ વિશ્વાસ અને પ્રીતિ રાખવાં જોઇએ.

**વલ્લભદાસ**—તમોએ આગળ મહાદેવે પાર્વતીને કહેલ ગુરૂમહાત્મ્ય તથા મંત્રમાહાત્મ્યનાં પ્રમાણો આવ્યાં તેમાં કહ્યું છે કે " શ્રીકૃષ્ણના વૈષ્ણવ બ્રાહ્મણને મુખેથી કૃષ્ણ-મંત્રની પ્રાપ્તિ થઇ છે, તેનાં કોટિ જન્મનાં પ્રાયશ્ચિત્ત નાશ પામે છે એમાં કાંઇ પણ સંદેહ નથી " આવું કહેલ છે. તો પછી તેવા વૈષ્ણવ બ્રાહ્મણો તો ઘણા મળી આવે. આચાર્યની પાસે જવાની શું જરૂર છે ?

**કૃષ્ણદાસ**—તમે કેમ ભુલી ગયા ? ગુરુમાહાત્મ્ય શરૂ કરતાંજ તમોને સંભળાવ્યું છે કે "आचार्यवान् पुरुषो वेद" જે આચાર્યની પાસે ગયો હોય તેજ ભગવત્ જ્ઞાન જાણે છે બીજા જાણતા નથી." આચાર્ય એ બ્રાહ્મણનોજ દેહ હોય છે. શ્રીમહાપ્રભુજીનું બ્રાહ્મણ દેહમાંજ પ્રાકટ્ય છે અને તેમના શુભ વંશજોએ પણ બ્રાહ્મણજ છે. જેથી ઉપરનું પ્રમાણ શ્રેયની ઇચ્છાવાળા વૈષ્ણવને માટે " વૈષ્ણવ બ્રાહ્મણને

મુખેથી " એટલે સ્વસંપ્રદાયી આચાર્યની પાસેથીજ એવો અર્થ આપણે લેવાનો છે. અને એ બાબતનાં પ્રમાણો આગળ તમોને ગણાં સંભળાવ્યાં છે તે યાદ કરો. બાકી બ્રાહ્મણ હોય અને તે વૈષ્ણવ હોય સારો જ્ઞાની ભગવદીય હોય તો તેની પાસે સમાગમ થાય, પરંતુ મંત્રદીક્ષા તો આચાર્યની પાસેથીજ લેવી જોઇએ. બીજાને મંત્રદીક્ષા આપવાનો અધિકાર પણ નથી. કારણકે **શ્રીગુસાંઇજીએ** શ્રીસર્વોત્તમ સ્તોત્રમાં આજ્ઞા કરી છે કે:—

स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः स्मयापहः ॥ २२ ॥

**અર્થઃ**—પોતાનું સર્વ માહાત્મ્ય સ્વવંશને વિશે સ્થાપન કરેલું છે, એવા જે આચાર્ય શ્રીવલ્લભના સુભગ વંશજો કે જેઓ જીવોના કલ્યાણ અર્થે ભૂતળને પોતાના પાદારવિંદથી અલંકૃત કરી સૌભાગ્યવાન્ બનાવી રહ્યા છે, અને જેમને વંશપરંપરાનો અષ્ટાક્ષર, બ્રહ્મસંબંધનો ગદ્ય-મંત્ર, તથા પંચાક્ષર મંત્રોની દીક્ષા આપી પોતાના પ્રાણધન વ્રજના અધિપતિ શ્રીમદ્ ગોવર્ધનધારીની સેવા કરવાનો તથા પોતાના શરણે આવે તેમને સ્વરૂપ પધરાવી આપી સેવાભજન કરાવવાનો અધિકાર શ્રીવલ્લભદ્રારાજ પ્રાપ્ત થયેલો છે; જેનાં પ્રમાણ " શ્રીવલ્લભલીલામૃત " માં આવી ગયેલાં છે. તેમાં શાંડિલ્ય સંહિતામાં તો સ્પષ્ટ લખેલું છે કે તે ભક્તિની વૃદ્ધિ કરવા પોતાની કુળ પરંપરા સ્થાપશે, અને દૈવી જીવોનો ઉદ્ધાર કરીને ભગવાનને પ્રસન્ન કરશે.

તદઉપરાંત પોતે શ્રીવલ્લભમહાપ્રભુ પૃથ્વી પરિક્રમા કરતાં કરતાં પંઢરપુર, શ્રીવિઠ્ઠલનાથજીનાં દર્શને પધાર્યા ત્યારે ત્યાં પણ સાક્ષાત પાંન્ડુરંગ શ્રીવિઠ્ઠલનાથજીએ આજ્ઞા કરી વચન માગ્યું છે કે–( શ્રીવલ્લભાખ્યાન મધ્યેથી )

દક્ષિણ પ્રભુજી પાઉંધારીયા પાન્ડુરંગ શ્રીવિઠ્ઠલનાથ:
નેત્ર મળતાં વાત કીધી, વચન દીધું હાથ. ૧૫

વચન નિશ્ચે શ્રીનાથે માગ્યું, કીધી શ્રીવલ્લભજી શું વાત;
અમને તો ઇચ્છા એહ છે જે, હું નંદન તમે તાત. ૧૬

આવી રીતે જીવોના ઉદ્ધારાર્થે સાક્ષાત્ પ્રભુ શ્રીવિઠ્ઠલનાથજી જેમને ત્યાં શ્રીગુસાંઇજીનું પદ ધારણ કરી પ્રગટ થયેલા છે. અને તેમનેજ ત્યાં પાછા એજ શ્રીવલ્લભ અને શ્રીવઠ્ઠલના અંશરૂપ સાત બાળકોનો પ્રાદુર્ભાવ થયેલો છે, તેમનોજ આ સુભગ વંશ પૃથ્વી ઉપર બિરાજમાન છે. કહો ભાઈ વલ્લભદાસ ! શું આપણાં અહોભાગ્ય ઓછાં છે ? છતાં એવા પ્રભુ સપ્રમાણ ગુરુરૂપે શ્રીઆચાર્યજીના કુળનો મોહ નહિં રાખતાં તેમને છોડી અન્યને શરણે જાય એવા જીવોને માટે શું કહેવું તેની મને સમજ પડતી નથી. એવો કયો હતભાગી હોય જે એમને મુકી અન્યનું શરણ ગ્રહણ કરે ? એ બાળકોના આશ્રયથી કેટલા જીવોનો ઉદ્ધાર થઇ ગયોં છે, અને હજી પણ કૃપાપાત્ર દૈવીજીવો સેવારસ અને બ્રહ્મરસનો આહ્લાદ પ્રાપ્ત કરી રહ્યા છે, તે જ્યારે તમે સત્સંગમાં જતા થશો. ગોકુળ, મથુરાં, વૃંદાવન, કામવન

અને શ્રીજીદ્વાર વગેરે ધામોમાં જશો. અને એવાની ખોળ કરશો ત્યારે તમને સમજાશે. હું જાણું છું, અને મારા-પણ સાંભળવામાં આવે છે કે આ કલિકાળના માહાત્મ્ય ( યુગધર્મ ) ને લેઇ બાળકો ( મહારાજો ) ની વિવિધ પ્રકા-રની ચેષ્ટાઓ ( લીલાઓ ) જોઇ હતભાગી જીવોને તેમાં દોષદૃષ્ટિ થતાં શરણમાં આવેલા જીવો પણ ( બ્રહ્મસંબંધથી શરણે આવેલા એવા ) ભાવથી ભ્રષ્ટ અને શરણમાંથી ચ્યુત થાય છે, જે ઘણુંજ શોચનીય છે. અને તેઓ પોતાના શ્રેયમાં પ્રતિબંધરૂપે :પોતેજ બને છે, પરંતુ શ્રાવણ સુદી ૧૧ ની અર્ધરાત્રિએ સાક્ષાત્ શ્રીગોકુળચંદ્રમાજીએ પધારી શ્રીમહાપ્રભુજીને જે વચન આપ્યું છે તે વચન અનુસાર ભલે તે જીવો ભાવભ્રષ્ટ અને શરણમાંથી ચ્યુત થયા હોય, પરંતુ વહેલા મોડા એક જન્મે નહિ તો બીજા જન્મે અને બીજા જન્મે નહિ તો ત્રીજા જન્મે પણ શ્રીઠાકોરજી તેમને છોડવાના તો નહિજ તેની મને ખાત્રી છે, અને એવાં દૃષ્ટાન્ત પણ મેં ઘણાં જોયા છે. કેટલાક તો પોતાની આખર અવસ્થા ( વૃદ્ધાઅવસ્થા ) સુધી નાસ્તિક જેવા બની ગયેલા હોય છે. અને પછી એકાએક જ્યારે શ્રીવલ્લભની ઇચ્છા થાય અને તે જીવના ઉપર શ્રીમહાપ્રભુ કૃપા કરે છે ત્યારે તેનું જીવન પલટાઇ જાય છે અને એવો ભગવદીય બને છે કે તેના સંગમાં જે જાય તે પણ પાછો ( નાસ્તિક હોય છતાં ) ભગવદીય બની જાય તો તેનો શ્રીવલ્લભે આ

જન્મમાંજ કર ગ્રહ્યો એમ સમજવાનું છે. કોઈ નાનપણમાં નાદાન હોય છે અને ભર યુવાનીમાં શરણમાં આવી ભક્ત બને છે, કોઈ જન્મે ત્યાંથી દૈવી જણાય છે. આ બધાં દૃષ્ટાન્તો જોતાં એજ સમજવાનું છે કે પ્રભુ પોતાના જીવને ભુલી જતા નથી, પરંતુ વહેલાં મોંડા સંભાળ લેછે. તેથીજ પરમ ભગવદીય કવિ દયારામભાઇએ કહ્યું છે કે:—

એરે મંડાણનું મૂળ હરિ ઇચ્છા રે,
કૃપા વિના સિદ્ધ ના થાય રે;
શ્રીવલ્લભ શરણ થકી સૌ પડે સેહેલું રે,
દૈવી જીવ પ્રત્યે દયો ગાયરે.

દયારામભાઇ આજે બધુ સમજાવે છે તે દૈવી જીવોનેજ સમજાવે છે અને તેમના પ્રત્યેજ કહે છે. કારણ કે આસુરીયોમાં પણ કુસંગને લીધે દૈવી હોવા છતાં આસુરી જેવો બની ગયો હોય છે પરંતુ જ્યારે શ્રીની કૃપા અને ઇચ્છા થાય છે ત્યારે કોઇ ભગવદીય દ્વારા તે પાછો પોતાના સ્વરૂપને જાણી પોતાનો કર્તવ્ય પરાયણ બને છે.

૧ લૌકિકમાં લૌકિક વિદ્યા અને લૌકિક કળા હુન્નર શીખવાની ખાતર મનુષ્યો નથી નાત જોતા કે નથી જાત જોતા, ખ્રિસ્તિ, પાદરી, ઢેડ, ભંગી કે, ચમાર આ સદીમાં લૌકિક વિદ્યા પ્રાપ્ત કરી માસ્તરો અને પ્રોફેસરો બને છે જેમની પાસેથી બ્રાહ્મણ; ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર દરેક એક

સાથે બેસી વિદ્યા ગ્રહણ કરે છે તે શા માટે? કેવળ લૌકિક ધન (લક્ષ્મી)ની પ્રાપ્તિ માટેજ. ત્યાં તે વિદ્યાર્થીઓ તે માસ્તરો યા પ્રોફેસરોના ગુણ કે દોષ કાંઇ જોતા નથી.

૨ રાજા ગુજરી ગયા બાદ તેનો વારસો અને ગાદી તેના કુંવરને મળે છે, તેની પાસેથી જાગીર, ધન ઇત્યાદિ મેળવવાની ઇચ્છાવાળા તે રાજાના ગુણ કે દોષ કાંઇ જોતા નથી.

૩ કેટલીક ન્યાતોમાં એવો રીવાજ છે કે કુળવાન વર ગમે તેવો અવિદ્યાથી ભરેલો ખાનપાનથી ભ્રષ્ટ તથા કુકર્મો કરવાવાળો અથવા આંધળો, લુલો, બ્હેરો કે બોબડો, બુદ્ધિહીન અભણ કે ગાંડો ધનહીણ, ઘરમાં ખાવા ના હોય છતાં તેના કુળને મોહી કદાચ વર આખર અવસ્થાએ એટલે વૃદ્ધ ૫૦-૬૦ ની ઊમ્મરે પહોંચ્યો હોય અને તે પહેરામણી રૂ. ૨૦૦૦) માગતો હોય તેવામાં બીજો આવીને કહે કે હું રૂ. ૩૦૦૦) આપું છું, ત્યારે ત્રીજો કહે કે હું રૂ. ૫૦૦૦) આપું છું, આમ કેટલીક ન્યાતોમાં કુળ અંકાય છે. અને વળી પાછો એટલી પહેરામણી આપીને પણ પોતાની ન્યાત-જાત અને સગાં સંબંધી કે સ્નેહીઓમાં ફુલે છે કે મેં તો રૂ. ૧૦૦૦૦) દસ હજારની પહેરામણી આપીને અમથા બાપાનાં કુળમાં કન્યા આપી છે. પણ તે વર કેવો છે? તે કોઇને કહેતો નથી કે કોઇ પુછતું પણ નથી પણ ઉલટો ધન્યવાદ આપે છે. આવો ઘણી ન્યાતો કુળના મોહમાં અંધ બની ગાય જેવી દીકરી દોરે ત્યાં

જાય એવીને કુવામાં નાંખે છે. આવો અજ્ઞાન ભરેલો મોહ ભરાઇ રહેલો હોય છે, પરંતુ શ્રીવલ્લભકુળના સ્વરૂપ અને માહાત્મ્યનું ભાન નહિ હોવાવાળા તેમના ગુણ–દોષ જોવામાંજ પોતાનું જીવન વૃથામાં ગાળી પોતે પોતાનાજ આત્મઘાતી બને છે.

૪ વળી મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કે:—

विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।

अमित्रादपि सद्वृत्तं ...........॥२३९॥

**અર્થ**:—ઝેરમાં પણ જો અમૃત ભરેલું હોય તો તે ઝેરને દૂર કરીને અમૃતને ગ્રહણ કરવું, બાળકની પાસેથી પણ સુભાષિત ગ્રહણ કરવું, શત્રુની પાસેથી પણ સદાચાર શીખવો. અને અપવિત્ર સ્થાનમાંથી પણ સુવર્ણ ગ્રહણ કરવું. તો પછી જન્મ–મરણનો ફેરો ટાળનાર યથાર્થ અને નિત્ય સુખ આપનાર વ્રજના અધિપતિ શ્રીહરિ ( સર્વ દુ:ખના હરવાવાળા ) ભગવાન્ શ્રીકૃષ્ણના નામનો મંત્ર આપવાનો જેને અધિકાર મૂળભૂત આચાર્યે આપેલો હોય તે શિવાય બીજા પાસેથી મંત્ર લેઇ તેને ગુરૂ માનવામાં શું ફળ ?

લૌકિક વિદ્યા પ્રાપ્ત કરવા જતાં જાત કે કર્મ જોતા નથી એવા હતભાગી જીવો આ **અલૌકિક** વિદ્યા માટે પોતાના ગુણ–દોષનો વિચાર નહિ કરતાં તેમજ આવાં શાસ્ત્રનાં પ્રમાણોને પણ માન નહિ આપતાં અન્ય ગુરૂ કરે

અથવા શરણુ આવેલો હોય છતાં તેમાંથી ચ્યુત થઇ અન્ય સંગે જાય તેને આ અલભ્ય ફળ ક્યાંથી મળે ? ॥ ૪ ॥

રાજા શીવાય બીજાની સહીથી જેમ જાગીર યા વારસો મળતાં નથી, અને કદાચ બીજો તેવોજ ઠરાવ લખી આપે પરંતુ રાજાની સહી શિવાય જેમ રદ જાય છે, તેવીજ રીતે સ્વસંપ્રદાયી ગુરૂ શીવાય અન્ય પાસેથી લીધેલી મંત્રદીક્ષા રદ જાય છે, જેનાં પ્રમાણુ અગાઉ આવી ગયાં છે. ॥૫॥

પોતાની દીકરી ( કન્યા ) પરણાવવામાં કુળને મોહી અંધ બને છે, અને તેના ગુણ–દોષ જોતો નથી. તેમજ પોતાની કન્યાનું સૌભાગ્ય કેટલું ટકશે ? તેનો વિચાર કરતો નથી, પરંતુ આ તો આપણા જીવરૂપી કન્યાને માટે અખંડ અને અવિચળ સુખરૂપ, ગુણનિધાન, નિત્યાનંદ, અનંત કોટિ બ્રહ્માંડના ઇશ વ્રજના અધિપતિ પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ જેવો વર મળ્યા પછી કદાપિ કોઈ કાળે રંડાવાનો જેને ભય રહેતો નથી, એવો વર કે જે પરમ દયાળુ શ્રીમદ્વલ્લભનો પ્રાણધન છે તે વર જીવને મેળવી આપવાની મંત્રરૂપી ચાવી જે પોતાના સુભગ વંશનેજ અધિકાર પત્ર લખી આપી દીધી છે, તે કુળને મુકી અન્ય સ્થળે જનારને શું તે માલ મળશે ? અને કદાચ બીજેથી મળી તો શું થયું ? તે મહેલ તે ત્રીજોરી ઉઘડી તેમાંથી તે ધન મળશે ? કદિજ નહિ. માટે મનુસ્મૃતિમાં મનુ-મહારાજ આજ્ઞા કરે છે કેઃ--

येनास्य पितरो याता येन याताः पितामहाः ।
तेन यायात्सतां मार्गं तेन गच्छन्न हीयते ॥ ३७८ ॥

**અર્થ**:—જે સન્માર્ગે પોતાના બાપદાદાઓ ચાલતા આવેલા હોય તેવા સન્માર્ગનું આચારણ કરવું. તે પ્રમાણે આચરણ કરવાથી પુરૂષ અધર્મવડે નાશ પામતો નથી, પરંતુ તેનું શ્રેયજ થાય છે; અને તેજ તેનો સ્વધર્મ છે, અને તેના પુરાવામાં શ્રીમદ્ભગવદ્ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણે પણ આજ્ઞા કરી છે કે:-

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।

**અર્થ**:—પોતાનો ધર્મ ગુણરહિત હોય તો પણ તે સારી રીતે પાળવામાં આવતા પરાયા ધર્મથી કલ્યાણકારક છે.

**વલ્લભદાસ**—આ પ્રમાણ તો જાતિકર્મ માટે છે.

**કૃષ્ણદાસ**—ભગવાને શાસ્ત્રોદ્વારા દૈહિક અને આત્મિક દરેક ધર્મો સમજાવ્યા છે, અને તે અર્થ પ્રસંગને અનુસરી લેવાનો છે, અને તેવો શુભ અર્થ બુદ્ધિવાન પુરૂષોજ પ્રસંગને અનુસરીને લે છે. આખી ગીતાનો સાર ભગવાને ગીતાના ૧૮ મા અધ્યાયના શ્લોક ૬૫ મામાં શું કહ્યું છે તે સાંભળો:—

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥

**અર્થ:**—તું મારામાં મન રાખ, મારોજ ભક્ત થા, મારૂંજ યજન કર, તથા મનેજ નમસ્કાર કર, આ પ્રમાણે વર્તવાથી મારા પ્રસાદ (કૃપા) વડે જ્ઞાન મેળવીને મનેજ પામીશ તેમાં તારે સંદેહ કરવો નહિ. તું મને પ્રિય છે માટે હું તારી આગળ આ રહસ્ય માટે ખરેખર પ્રતિજ્ઞા કરૂં છું. તો ભાઇ વલ્લભદાસ! તમે વિચાર કરો કે જીવનો ખરો ધર્મ કયો?

**વલ્લભદાસ**—મારા સંદેહ સર્વ ટળી ગયા અને હવે શ્રીમહાપ્રભુજીની કૃપાથી મને સંપૂર્ણ રીતે સમજાયું કે કોઇ પણ પ્રકારની દોષદૃષ્ટિ નહિ રાખતાં સામ્પ્રદાયિક ગુરૂદ્વારાજ દીક્ષા લેઇ શ્રીમહાપ્રભુજીને શરણે જઇ તેમને ગુરૂ માની પ્રભુની સેવા, સ્મરણ, ભજન અને સત્સંગ કરવાં કે જેથી શ્રીમહાપ્રભુજીની કાનીએ કરી શ્રીઠાકોરજી જીવ ઉપર દયા કરે.

આજકાલ આ યુગધર્મને લેઇ જીવો વિધર્મ, વિદેશ, વિકર્મ ઉપર મોહ પામી ફસાય છે, અને સ્વધર્મથી ચ્યુત થાય છે. તેમના ઉપર પરમ દયાળુ શ્રીવલ્લભ કૃપા કરે એજ હું ઇચ્છું છું.

તેઓ જાણતા નથી કે આપણે વિધર્મ પાળવાનો હોત તેમજ વિકર્મો કરવાના હોત તો પ્રભુએ આપણને તેવા સ્થળમાં અને તેવી જાતિમાં તેમજ તેવા સંગમાં જન્મ આપ્યો હોત, પરંતુ જ્યારે એ પરમ દયાળુએ આપણને ઉત્તમ દેશ, ઉત્તમ વર્ણ અને ઉત્તમ સમ્પ્રદાયમાં

શ્રીમહાપ્રભુજી જેવા સર્વોત્તમ ગુરૂ મેળવી આપ્યા છે. તેમને મુકી પોતાનો સ્વધર્મ શું છે તે નહિ સમજતાં અન્યાશ્રય કરે છે, તેમને પણ પ્રભુ પોતાના શરણમાં ખેંચે એજ મારી એ દયાળુને નમ્ર વિનંતિ છે, પરંતુ બીજા માર્ગોમાં અને આપણા માર્ગમાં તારતમ્ય શું હશે ? તે કહો.

**કૃષ્ણદાસ**—આ બાબતમાં ભક્ત કવિ દયારામભાઇ વિરચિત પુષ્ટપથરહસ્ય નામનો ગ્રંથ વાંચવા હું તમોને ભલામણ કરૂં છું કારણ તેમાં દયારામભાઇએ પ્રાકૃત ભાષામાં સમજ પડે તેમ વિવેચન સાથે કહેલ છે, શ્રીમહાપ્રભુજી તથા તેમના શુભગ વંશજો અને માહાનુભાવીઓના વિરચિત ગ્રંથો ઘણા છે પણ તે સત્સંગદ્વારા જ સમજાય માટે હવે સત્સંગ નિત્ય રાખો. એટલે સઘળુ સમજાશે, છતાં, દયારામભાઇએ કહેલા થોડા દુહા સાંભળો.

માર્ગ બીજા પણ ઘણા, ત્યાં સાધનનું કામ;
અંગી જીવ કેવળ કૃપા, તે પથ પુષ્ટિ નામ. (૩)

બીજા માર્ગો ઘણા છે, પરંતુ ત્યાં અનેક પ્રકારનાં સાધનો કરવાં પડે છે. જ્યાં કોઇપણ સાધન વિના માત્ર કૃપાબલથીજ જીવનો અંગીકાર થાય તે પુષ્ટિમાર્ગ કહેવાય.

શ્રીવલ્લભ આશ્રય વિના, સાધન ધર્મ અશેષ,
સાધે હરિ કેવળ ભજે, લીલામાં ન પ્રવેશ. (૧૨)

શ્રીમહાપ્રભુજીના આશ્રય વિના કેવળ હરિ ભજવાથી સાધન ધર્મ વગેરે અશેષ સમગ્ર સધાય છે. પરંતુ ભગવદ્ લીલામાં પ્રવેશ થતો નથી.

શ્રીવલ્લભ લે નામ, તેજ સેવા હરિ માને
કૃષ્ણાધર અમૃતનો, સ્વાદ પ્રાપ્ત શ્રમ નાને. ૩૬

પ્રભુ પણ જીવ જો શ્રીવલ્લભનામ લેતો હોય તો પોતાની સેવા માની લે છે, વધારે તો શું પણ શ્રીકૃષ્ણાધરામૃતના અસ્વાદ રૂપ પરમ ફલની પ્રાપ્તિ માત્ર નામ ગ્રહણ રૂપ નાના શ્રમથીજ થાય છે.

सबको प्रिय सबको सुखद हरि आदिक सब धाम;
ब्रज लीला सब स्मरन श्रीवल्लभ सुमरत नाम ॥ ४२ ॥
नाम पुष्टि मर्यादको कृष्ण युग सृष्टि काम;
श्रीवल्लभ श्रीविठ्ठल पुष्ट पुष्ट कुल नाम ॥ ४३ ॥

શ્રીગુરુ વગેરેનો શ્રીમહાપ્રભુમાંજ સંભવ છે. શ્રીવલ્લભ, નામમાં સર્વ આવી જાય છે, એમાં લવ લેશ પણ સંદેહ નથી.

જગત્ પ્રિય શ્રીકૃષ્ણચંદ્ર, સહુ કોનુ જીવન;
તે શ્રીજીનું શ્રીવલ્લભમાં, નિત્ય લુબ્ધ મન. (૫૨)

જે શ્રીજી જગત્‌ના પ્રિય છે, અને સર્વના જીવનાધાર છે, તેમનું પણ શ્રીવલ્લભમાં મન નિત્ય લોભાયલુ રહે છે.

જે જન ઉપર વ્હાલ ઘણું, વ્રજપતિને આવે;
તેને મુખ શ્રીવલ્લભ, જપ નામ બતાવે. ૫૩

આ ટુંકનો અર્થ સ્પષ્ટ છે તેથી લખ્યો નથી.

ગુરુ અપરાધે કૃષ્ણદાસ, પ્રેત યોનિ પામી;
શ્રીજી દર્શ પણ શ્રીવિઠ્ઠલ, તે નવ વામી. ૭૧

શ્રીકૃષ્ણદાસ શ્રીનાથજીના અધિકારી હતા, તેમના હાથે શ્રીગુસાંઇજીનો અપરાધ થયો અને તેથી પ્રેત યોનિને પ્રાપ્ત થયા, એમ ભાષાના ગ્રંથોમાં જણાય છે; તેનું ઉદાહરણ આપીને કવિ કહે છે કે—પ્રભુનાં દર્શન તો પ્રેત યોનિમાં પણ કૃષ્ણદાસને થયાં હતાં, પણ ગુરૂ કૃપા જ્યાં સુધી થઇ નહીં ત્યાં સુધી મુક્તિ થઇ નહીં.

મહાપ્રભુ પ્રકટ પ્રતાપ સહજ સહુ શ્રીહરિ દેખે
ત્યાં પ્રમાણની ઇચ્છા રાખે, જડ મુજ લેખે. ૮૫
પ્રમાણ બલ પુરુષોત્તમ, શ્રીમહાપ્રભુજીને જાણો;
દીપક વડે દીવાકર, દેખે તેજ પ્રમાણ. ૮૬

જ્યાં પ્રતાપ પ્રત્યક્ષ દેખતો હોય ત્યાં શું પ્રમાણ છે એમ પુછવા નિકળે તેને કવિવર કહે છે કે તે મારા હિસાબે પહેલા નંબરનો મૂર્ખ છે. પૂર્ણ પુરૂષોત્તમ શ્રીવલ્લભાધિશને પ્રમાણબલથી જોવા નિકળવું તે દીવો હાથમાં લેઇને સુર્યને જોવા જવા જેવું ગણાય છે.

શુદ્ધ દેવી જો હોય સહજ મહાપ્રભુ રૂચિ આવે
આસુરી લાખે પ્રતાપ, તદપિ તે શરણે નાવે. ૮૭

તેજઃપુંજ મહાપ્રભુ, દમલાના ભાઇએ દીઠા;
તોપણ શરણ નવ ગયા, દૈવી વણ હરિ ન મીઠા. ૮૮

શુદ્ધ દૈવી જીવ હશે, તો સહજમાંજ શ્રીમહાપ્રભુ ઉપર રુચિ આવશે. આસુરીને પ્રતાપબલ તો તેવોજ જણાશે. પરંતુ તે શરણે નહિંજ આવે. દામોદરદાસજીના ભાઇએ શ્રીવલ્લભાધીશ્વરને સાક્ષાત્ તેજસ્વરૂપ જોયા, પરંતુ શરણે ન ગયા. એનું કારણ એજ કે દૈવી જીવનેજ પ્રભુ મીઠા લાગે છે, આસુરીને કદાપિ નહિં.

સ્તોત્ર રાજ શ્રી સર્વોત્તમજી, જે જન જપે
તેને શ્રીજી થોડામાં, સ્ફુટ દર્શ આપે. ૧૩૧

શ્રીમહાપ્રભુજીના સ્વરૂપનો પરિચય કરાવનાર શ્રી સર્વોત્તમસ્તોત્ર સર્વ સ્તોત્રોનો રાજા છે, ( જેમ બ્રાહ્મણોને ગાયત્રી નિત્ય કર્તવ્ય છે. ) તેથી તેનો નિત્ય પાઠ કરનારને શ્રીહરિ સાક્ષાત્ દર્શન આપે છે. કહો ભાઇ વલ્લભદાસ! હવે તમારા સંશયો દૂર થયા કે નહિં? ગુરુ માહાત્મ્યનાં પ્રમાણો તો શાસ્ત્રોમાં ઘણાં છે, પરંતુ તમોને આ શું ઓછાં પ્રમાણો સંભળાવ્યાં છે?

**વલ્લભદાસ**—હવે આ બાબતમાં મને કોઇ પ્રકારનો સંશય રહ્યો નથી હવે તો શ્રીમહાપ્રભુજી મને પોતાનો ગણી પોતાના ચરણશરણમાં રાખે અને પ્રપંચની વિસ્મૃતિ કરાવી આપના સ્વરૂપની આસક્તિ આપે એજ મારી દીનતાપૂર્વક વિનંતિ છે. પરંતુ હજી મને તુલસીની માળા

અને તિલક ધારણ કરવાનાં પ્રમાણો સાંભળવાની ઘણી ઇચ્છા છે તો તેનાં શાસ્ત્રોક્ત પ્રમાણો સંભળાવશો એવી આશા છે.

**કૃષ્ણદાસ**—ભાઈ વલ્લભદાસ ! તમોને ધન્ય છે કારણ કે આ આપણા સંવાદથી આ કલિકાળના વાતાવરણની અવિદ્યા ભરેલા યુવકો તેમાં ફસાઈને તે ધારણ કરવામા પોતાની ઢેમ પોઝીશનને ધોકો પોહોચાડનાર સમજે છે એટલુંજ નહિં પરંતુ પૂર્વ જ મના દૈવી જીવો મધ્યેના એવા યુવકો તિલક માળા ધારણ કરે તેમની ટીકા પણ કરે છે તેમને માટે જો તેઓમાં કોઇ દૈવી હશે તો આવાં પ્રમાણો વાંચી પોતાના કર્તવ્યપરાયણ બનશે જેથી સાંભળો, માળા તિલકાદિ ધારણ કરવાં એ શ્રુતિ-સ્મૃતિ પુરાણાદિ સર્વ શાસ્ત્રોને સંમત છે. મહોપનિષદ્‌માં કહ્યુ છે કેઃ—

शंखचक्रधरो विद्वान् मालां तुलसीजां दधन् स जीवन मुक्त ॥
तुलसीकाष्ठसंभूतां माला यो वहते नरः ॥
प्रायश्चित्तं न तस्यास्ति न पापं तस्य विद्यते

(મહોપનિષદ)

**અર્થઃ**—શંખચક્રાદિ મુદ્રાને ધારણ કરનાર જે વિદ્વાન તુલસીકાષ્ઠની માલાને ધારણ કરે છે તે જીવન મુક્ત થાય છે, જે મનુષ્ય તુલસી કાષ્ટની માળા ધારણ

કરે છે તેને પ્રાયાશ્ચિત્ત નથી, કેમકે તેના દેહમાં પાપ રહેતું નથી.

અથર્વ વેદની કઠ શાખામાં કહ્યું છે કેઃ—

घृतोर्ध्वपुंड्रकृतचक्रधारी विष्णुंपरं ध्यायति यो महात्मा ॥
स्वरेण मंत्रेण सदा हृदि स्थितं परात्परं यन्महतो महान्तम् ॥

**અર્થ**:—ઊર્ધ્વપુંડ્ અને ચક્રાદિક મુદ્રાને ધારણ કરતાં પ્રણવની સાથે મંત્ર પૂર્વક હ્રદયમાં સ્થિત થએલા પર થકી પણ પર અને મોટાથી પણ મોટા એવા સર્વોત્કૃષ્ટ વિષ્ણુ ભગવાનનું જે ધ્યાન કરે છે તે મહાત્મા છે.

એજ વેદની ભાલ્વ શાખામાં કહ્યું છે કે:—

अर्चनादौ यज्ञमूर्तेः ऊर्ध्व पुंड्रं य आरभेत् ॥
कुलं तारयते सप्त सगच्छे द्वैष्णवं पदम् ॥
अन्यदेवस्य ये भक्ता जपहोमपरायणा ऊर्ध्वपुंड्रं धारयंते ॥

**અર્થ**:—અર્ચનાદિકમાં યજ્ઞ મૂર્તિ હરિનું ઊર્ધ્વપુંડ્ર જે ધારણ કરે છે તે પોતા થકી સાત પેઢીને તારીને વિષ્ણુ ભગવાનના પદમાં જાય છે. જપ અને હોમ કરનારા બીજા દેવતાઓના ભક્ત પણ ઊર્ધ્વપુંડ્ર ધારણ કરે છે.

પદ્મપુરાણમાં કહ્યું છે કે:—

कृष्णायुधांकितं विप्रं तुलसीकाष्ठभूषितं ॥
दृष्ट्वा निंदापरो यस्तु स वै नरक भाग्यभवेत् ॥

**અર્થ:**—શ્રીકૃષ્ણ ભગવાનના આયુધે કરીને ચિહ્નિત અને તુલસીકાષ્ઠની માલાથી શોભાયમાન એવા બ્રાહ્મણને જોઈને જે નિંદા કરે છે તે નરક ભોગવનાર થાય છે.

સ્કંદપુરાણમાં કહ્યું છે કે:—

मंत्रेणैवाभिमंत्र्याथ ललाटादिषु वैष्णवः ।
धारयेदूर्ध्वपुंड्राणि यथासंख्यमतंद्रितः ॥
ब्रह्मन् द्वादश पुंड्राणि ब्राह्मणः सततं धरेत् ॥
चत्वारि भूभृतां पुत्रः पुंड्राणि द्वे विशां स्मृते ॥
एकंपुंड्रं तु नारीणां शूद्राणां च विधीय ते ॥

**અર્થ:**—વૈષ્ણવ સાવધાન થઈ મંત્રથી આભમંત્રણ કરી લલાટાદિ સ્થાનમાં સંખ્યા પ્રમાણે ઉર્ધ્વપુંડ્ર ધારણ કરે, હે બ્રહ્મન! બાર પુંડ્ર બ્રાહ્મણ ધારણ કરે, ચાર ક્ષત્રિય, બે વૈશ્ય, અને સ્ત્રી તથા શૂદ્ર એક ધારણ કરે.

વળી યમરાજા પોતાના દૂતોને કહે છે કે:—

यस्य भाले भगवतः प्रसादकुंकुमं शुभम् ।
ते वै भागवता ज्ञेया नात्र नैया ममांतिकम् ॥

**અર્થ:**—જેઓના ભાલમાં ભગવાનનું શુભ પ્રસાદી કુંકુમ છે તેઓને ભગવાનના ભક્ત જાણવા અને તેમને અહીં મારી પાસે લાવવા નહિં.

ગરુડ પુરાણમાં કહે છે કે:—

तुलसीं प्राप्य यो नित्यं न करोति ममार्चनम् ।

तस्याहमनुग्रहणामि न पूजां शतवार्षिकीम् ॥

**અર્થ**:—જે મનુષ્ય તુલસીની માલા પહેરી હમેશાં મારી સેવા પૂજા કરતો નથી, તેની હું સેંકડો વર્ષની સેવા પણ અંગીકાર કરતો નથી.

પદ્મપુરાણમાં પણ પ્રભુની આજ્ઞા છે કે:—

मणिकांचनपुष्पाणि तथा मुक्ताफलानि च ।

तुलसीपत्रदानस्य कलां नार्हन्ति षोडशीम् ॥

**અર્થ**—મણિ, સોનું, પુષ્પ તથા મુકતા ફળો વગેરે મને અર્પણ કરવામાં આવે છે, પણ તેનું ફળ તુલસીપત્રના દાનના સોળમા ભાગ જેટલું પણ નથી.

સ્કંદપુરાણમાં પણ કહે છે કે:—

तुलसीकाष्टमालाभिर्भूषितः पुण्यमाचरेत् ।

पितृणां देवतानांच पुण्यकोटिगुणं कलौ ॥

**અર્થ**:—કલિયુગમાં જો તુલસીજીની માલા પેહેરીને પિતૃ સંબંધી અને દેવ સંબંધી પુણ્ય કાર્ય કરે, તો તેને કોટિગણુ પુણ્ય થાય છે.

धारयन्ति न ये मालां हैतुकाः पापबुद्धयः ।

नरकान्न निवर्तन्ते दग्धाः कोपाग्निना हरेः ॥

**અર્થ**:—જે પાપી બુદ્ધિવાળા કલ્યાણના હેતુ રૂપ તુલસીજીની માલા પહેરતા નથી, તેઓ નરકમાંથી નીકળતા

નથી, અને શ્રી હરિના ક્રોધરૂપી અગ્નિમાં બળ્યા કરે છે.

બ્રહ્મવૈવર્ત પુરાણમાં પણ કહ્યું છે કેઃ—

तुल्सीकाष्ठ निर्माणमालां ग्रह्णाति यो नरः ।
पदे पदेऽश्वमेधस्य लभते निश्चितंफलम् ॥

અર્થઃ—તુલસીજીનાં કાષ્ઠમાંથી તૈયાર કરેલી માળા જે મનુષ્ય પેહેરે છે, તેને ડગલે ડગલે અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.

ભવિષ્યપુરાણમાં આજ્ઞા કરી છે કેઃ—

ऊर्ध्वपुंड्रं द्विजः कृत्वा रक्तं कुंकुमसंभवम् ।
हरिनामाक्षरयुतं सेवां कुर्याद्धरेर्द्विजाः ॥

અર્થઃ—ભગવદ્ભક્ત બ્રાહ્મણ કંકુનું લાલ તિલક લગાવે ( કરે ) તથા છાપા ( મુદ્રા ) ધારણ કરે, અને પછી ભગવાનની સેવા કરે. ૩

વળી ગરૂડ પુરાણમાં પણ કહે છે કેઃ—

कृष्णायुधांकितं विप्रं तुलसीकाष्टसंभूतम् ।
दृष्टवा निंदापरो यस्तु स बौद्धो न तु वैष्णवः ॥
तुल्सीकाष्टमालौक्य कण्ठे वा मस्तके करे ।
निंदां कुर्वन्ति ये मूढा म्लेच्छास्तेनैव संशयः ॥

અર્થઃ—જે વિપ્રે શ્રીકૃષ્ણનાં આયુધ, શંખ, ચક્ર, ગદા, અને પદ્મ ધારણ કર્યાં હોય કંઠમાં તુલસીજીની માળા

હોય, તે વિપ્રને જોઇને જે તેની નિંદા કરે છે, તેને બૌદ્ધ (નાસ્તિક) જાણવો, પણ વૈષ્ણવ ન જાણવો, (વૈષ્ણવ તો એવાની નિંદા કરેજ નહિં) કંઠમાં, મસ્તક પર કે હાથમાં તુલસીની માલા હોય એવાને જોઇને જે મૂઢો નિંદા કરે છે, તેમને મ્લેચ્છોથી જન્મેલા જાણવા, આમાં કંઈ સંશય નથી.

ભાઇ વલ્લભદાસ! આવાં પ્રમાણો તો શાસ્ત્રોમાં ઘણાં છે પરંતુ તમોને આટલાં સંભળાવ્યા તો તેનાથી તમારા સંશયો દુર થયા કે નહિં?

**વલ્લભદાસ**—શ્રીમહાપ્રભુજીની કૃપાથી મને તો આ પ્રમાણોની જરૂરજ નહોતી પરંતુ તમોએ પ્રથમ કહ્યા મુજબ પોતાના ધર્મમાંથી ચ્યુત થયેલા ગમે તેમ બોલે છે અને તેઓ તિલક માળા ધારણ કરવાં એ તો એક પ્રકારનું ધતિંગ છે આવું બોલી ધારણ કરતા નથી અને જે ધારણ કરતા હોય તેમની ટીકા કરે છે તે માટેજ મેં આપને પુછયું હતું. પરંતુ હજી મને કેટલાક ખુલાસાની જરૂર છે તો આશા છે જે આપ મારા મનનું સમાધાન કરશો.

**કૃષ્ણદાસ**—સુખેથી પુછો, શ્રીમહાપ્રભુજીની કૃપાથી અને એ દયાળુની ઇચ્છાથી જે મારી જાણમાં હશે તે જરૂર કહીશ.

**વલ્લભદાસ**—અષ્ટાક્ષર અને બ્રહ્મસંબંધનો મંત્ર લીધા બાદ ઘણા વૈષ્ણવ ભાઇઓ એમ સમજે છે કે હવે

આપણે પાર ઉતર્યા, પરંતુ ત્યાર બાદ પોતાનું કર્તવ્ય શું છે તે જાણતા નથી અને તે જાણવાનો પ્રયત્ન પણ કરતા નથી પરંતુ રાત્રિ દિવસ ધંધો કરીને સ્ત્રીપુત્રાદિકનું ભરણ પોષણ કરવું અને એશ આરામ ભોગવવા એજ પોતાનું કર્તવ્ય ( સાધન ) છે એમ સમજે છે. એટલુંજ નહિં પણ ગુરૂએ જે મંત્રની દીક્ષા આપી તે મંત્ર પણ યાદ કરતા નથી, મારી પણ એજ સ્થિતિ હતી પરંતુ શ્રીમહાપ્રભુજીની કૃપાથી અને આપ જેવા ભગવદીયોના સમાગમથી એ બ્રહ્મ સંબંધનો મંત્ર હાલ મારી સ્મૃતિમાં આવ્યો છે પરંતુ તેનો અર્થ અને વૈષ્ણવનું કર્તવ્ય સમજાવશો.

**કૃષ્ણદાસ**—ગુરૂ પાસેથી મંત્રદીક્ષા લીધા બાદ એટલે બ્રહ્મસંબંધ થયા બાદ કાંઇ બેસી રહેવાનું નથી. બ્રહ્મસંબંધ થવાથી જીવોના સઘળા દોષની નિવૃત્તિ થઇ તે પ્રભુની સેવા કરવાને લાયક બને છે. હવે તમોને બ્રહ્મ સંબંધના ગદ્યમંત્રનો સાર જણાવું છું તે સાંભળો.

" શ્રીવલ્લભલીલામૃત " માં ગદ્યના મંત્રનો અર્થ આવી ગયો છે પરંતુ તમોને યાદ રહ્યો નથી તો સાંભળો.

॥ બ્રહ્મ સંબંધ મંત્રનો અર્થ ॥

**ગદ્યાર્થ**—કૃષ્ણ પરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમથી વિયોગ પામવાને મને ( જીવને ) આજે અપરિમિત ( માપમાં આવી શકે નહિ તેવો ) કાલ વીતી ગયો છે. તે વિયોગને લેઇને તેમને ( શ્રીકૃષ્ણને ) જઈ મળવા અર્થે થવો જોઇતો

તાપ અને ક્લેશનો આનંદ મને નથી થતો તેવો જે હું તે, દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અન્તઃકરણ અને તેના ધર્મો, તથા સ્ત્રી, ઘર, પુત્ર, આપ્ત, વિત્ત, આ લોક, પરલોક, આત્મા, (અંતર્યામી) સહિત સર્વ ભગવાન્ ષડૈશ્વર્ય સંપન્ન કૃષ્ણ પરબ્રહ્મને સમર્પું છું. હું દાસ છું, હે કૃષ્ણ! હું તમારો છું.

**વલ્લભદાસ**—ગદ્યાર્થ તો સમજાયો હવે તે દીક્ષા લીધા બાદ વૈષ્ણવનું કર્તવ્ય સમજાવો.

**કૃષ્ણદાસ**—આ બાબતમાં "અંતઃકરણપ્રબોધ" નામના ગ્રંથમાં શ્રીમાહાપ્રભુજી આજ્ઞા કરે છે કેઃ—

प्रौढापि दुहिता यद्वत् स्नेहान्न प्रेष्यते वरे ।
तथा देहं न कर्तव्यं वरस्तुष्यति नान्यथा ॥१॥
लोकवच्चेत् स्थितिर्मे स्यात् किं स्यादिति विचारय ।
अशक्ये हरिरेवास्ति मोहं मा गाः कथंचन ॥२॥

**અર્થ**:—જે પરણાવેલી કન્યા મ્હોટી ઉમરની થઇ અને સ્નેહે કરીને તેનાં માબાપ તે કન્યાને વરને ત્યાં મોકલે નહિં તો તેનો વર તે કન્યા ઉપર બીજી કોઇ રીતે પ્રસન્ન થાય નહિં તે રીતે બ્રહ્મ સંબંધ એટલે ભગવાન્‌ને આ દેહ અર્પણ કર્યા પછી જે જીવ પોતાના દેહની રક્ષા કરીને ભગવાનનું સેવન ના કરે તો તેના ઉપર ભગવાન બીજા કોઇ પ્રકારે પ્રસન્ન થાય નહિં. લૌકિકમાં જ્યારે

પતિની સેવા નહિ કરનાર વ્યભિચારણી સ્ત્રી ઉપર પતિ પ્રસન્ન થતો નથી તો આ તો અલૌકિક અખંડ સૌભાગ્ય આપનાર વર ( પતિ ) પુરુષોત્તમ, જીવ રૂપી કન્યાને મળ્યા છતાં પોતાના સ્વામીનું માહાત્મ્ય અને સામર્થ્ય ( કર્તું, અકર્તું ) કરવાને, નહિ કરવાને, અને ઉલટું કરવાને સઘળી વાતે સ્વતંત્ર છે, સમર્થ છે. ( એવું ) નહિ જાણનાર અજ્ઞાન જીવો અન્યાશ્રય કરે છે તેને માટે ભગવાન્ ગીતા અ (૯) શ્લોક (૨૨) માં આજ્ઞા કરે છે કેઃ—

अनन्याश्चिंतयन्तो मां ये जनाः पर्युपासते ।

तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥

**અર્થ**—મારા વિના બીજા કોઈ પણ દેવને નહિ પૂજનારા તથા મારૂજ ચિંતન કરનારા એવા જે પુરૂષો મારી ઉપાસના કરે છે, તે નિત્ય મારા ઉપરજ એક નિષ્ઠા રાખનારા પુરૂષોને યોગ ( ધનાદિકનો લાભ ) શ્રેય, ( મળેલી વસ્તુનું રક્ષણ ) તથા મોક્ષ, તેઓની પ્રાર્થના વિના પણ હુંજ આપું છું. આમ કહી આપ જીવને અન્યાશ્રય નહિ કરવાની આજ્ઞા કરે છે. વળી હારીત સ્મૃતિમાં પણ આજ્ઞા કરે છે કેઃ—

"नान्यदेवं नमस्कुर्यान्नान्यं देवं निरीक्षयेत् ।

नान्यत्प्रसादमद्याच्च नान्यदायतनं व्रजेत् " ॥

**અર્થ**:—અન્ય દેવને નમસ્કાર કરવા નહિ, અન્ય દેવનાં, દર્શન પણ કરવાં નહિ અન્ય દેવનો પ્રસાદ પણ

ખાવો નહિ, તેમજ અન્ય દેવના મંદિરમાં પણ જવું નહિ આ એક અનન્ય ભક્તનું કર્તવ્ય છે.

ઉદાહરણ—જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ શીવાય અન્યનું જુઠણ ખાતી નથી તેમજ પતિ ભાવથી અન્યને જોતી નથી તેવીજ રીતે જેને પુરૂષોત્તમ પતિ મળ્યા છે એટલે બ્રહ્મસંબંધ થયેલ છે તેણે તેજ પ્રમાણે માનવાનું છે. વળી શ્રીગુંસાઇજી પણ આજ્ઞા કરે છે કેઃ—

अन्यसंबंधगंधोऽपि कंधरामेव बाधते ॥

અર્થઃ—અન્ય સંબંધનો ગંધ પણ મારી કંધરામાં બાધક છે. માટે શ્રીમહાપ્રભુજીના દૃઢ આશ્રયવાળાએ અન્યાશ્રય તેમજ અન્ય સંબંધ એટલે અન્ય માર્ગીઓનો ભગવદ્વાર્તામાં સંગ ( સત્સંગ ) કરવો નહિ એટલે તેના મુખમાંથી ગમે તેવા દૃષ્ટાન્તો આપણા મનને અસર કરે તેવાં નિકળતાં હોય છતાં તેની વાણી સાંભળવી નહિ એ શ્રીગોપીજનવલ્લભ ભગવાન શ્રીકૃષ્ણના અનન્ય ભક્તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. માટે બહિર્મુખનો સંગ છોડી આપણા ભાવની રક્ષા કરવી એજ આ માર્ગનો સિદ્ધાન્ત છે. માટે હે પુષ્ટિમાર્ગીય જીવો! તમે દેહાદિકને વિષે આસક્તિ કરીને ભગવાનથી વિમુખ ના રહો એવી શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે. વળી એ દયાળુએ સર્વ શાસ્ત્રોનું દોહન કરી જીવોના કલ્યાણ અર્થે આજ્ઞા કરી છે કેઃ—

## ॥ चतुःश्लोकीग्रन्थः ॥

सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः
स्वस्यायमेव धर्मो हि नान्यकाऽपि कदाचन ॥१॥
एवं सदा स्म कर्त्तव्यं स्वयमेव करिष्यति ॥
प्रभुः सर्वसमर्थो हि ततो निश्चिंततां व्रजेत् ॥२॥
यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ।
ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥३॥
अतः सर्वात्मना शश्वद्गोकुलेश्वरपादयोः ।
स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिः ॥४॥

**અર્થ**:—હમેશાં સર્વ ભાવવડે વ્રજાધિપતિ ભજનીય છે. પોતાનો એજ ધર્મ છે, ક્યારે અને કોઈ જગોએ પણ અન્ય ધર્મ નથી.

૨. ધર્મ બાબતમાં કહ્યા પ્રમાણે વ્રજાધિપનું સેવન સદા કરવું અને ભકતના અર્થ સંબંધી કાર્યો સર્વ સમર્થ પ્રભુ પોતેજ કરશે, તેથી નિશ્ચિંતપણાથી રહેવું.

૩. જો શ્રીગોકુલાધીશ હ્રુદયમાં સર્વ પ્રકારે ધારણ કર્યા તો પછી લૌકિક અને વૈદિક વડે પણ બીજું શું મેળ-વવાનું છે તે તું

૪. શ્રી ગોકુલાધીસને હ્રુદયમાં ધારણ કર્યા પછી પણ સર્વ પ્રકારે રૂડી રીતે તેમના ચરણકમળનું સ્મરણ અને સેવા કરવાનાં છોડવાં નહિં, એ મારી મતિ છે.

**વલ્લભદાસ**—શ્રીમહાપ્રભુજીની આજ્ઞા સત્ય છે અને તે જીવોના કલ્યાણ અર્થેજ કરેલી છે. પરંતુ મારૂ મન માયામાં લુબ્ધ રહેતું હોવાથી મારાથી કાંઈ પણ બનતું નથી સેવાની રીત પણ જાણતો નથી તેમજ સ્મરણ પણ બનતું નથી અને હુ અનેક દ્વેષોથી ભરેલો છું તો હવે મારી શી ગતિ થશે? તેનીજ મને ચિંતા થાય છે. પ્રભુ મને આ સંસારનાં બંધનોથી કયારે છોડાવશે? અને મને કયારે પોતાનો ગણી સેવા અને સ્મરણ કરાવશે?

**કૃષ્ણદાસ**—શ્રીમદ્ આચાર્યજી મહાપ્રભુજીના અનન્ય સેવક ગોવિંદ દવે નામે હતા તેમના મનમાં ઉદ્વેગો રહેતા હતા તેમના ઉદ્વેગ મટાડવા માટે અને તે નિમિત્તે નિજ આશ્રિત સમગ્ર વૈષ્ણવો માટે "નવરત્ન" નામનો ગ્રંથ રચેલો છે તેનો પાઠ કરવો.

**વલ્લભદાસ**--કૃપા કરી તે "નવરત્ન ગ્રંથ" નો અર્થ સમજાવો. પાઠ તો હું ગ્રંથમાં જોઇને કરીશ.

**કૃષ્ણદાસ**—હું તમોને તેના અર્થ કહું છું કારણકે ષોડશ ગ્રંથો મૂળ શ્લોક અને તેની ટીકા (પ્રાકૃત) સાથે છપાયલા છે માટે તે વાંચજો પણ તેનો અર્થ સાંભળો.

૧ જેમણે પોતાનું (માનેલ) સર્વસ્વ શ્રીઠાકોરજીને નિવેદન કરેલ છે, તેમણે કદાપિ કાંઇ ચિંતા કરવી નહિં. કારણ કે અંગીકાર કરનાર ભગવાન્ પણ પુષ્ટિસ્થ છે, તે લૌકિક ગતિ નહિં કરે.

૨ સર્વ પ્રકારે ( અથવા હમેશાં ) તાદૃશી ભક્તો સાથે નિવેદનનું સ્મરણ કરવું, અને પ્રભુ સર્વના ઇશ્વર અને સર્વના આત્મા છે તે પોતાની ઇચ્છાથી કરશે એમ વિચારવું.

૩ નિવેદન થયા પછી નિવેદન કરેલા તમામ પદાર્થને પ્રભુનો સંબંધ છે, ફક્ત જેણે નિવેદન કરેલ છે, તેનોજ કંઇ જુદો સંબંધ નથી. જ્યારે એમજ છે તો પછી એ ફળના કોઈ અન્ય વિનિયોગમાં પણ પોતાને શા માટે ચિંતા કરવી ?

૪ અજ્ઞાનથી અથવા જ્ઞાનથી જેણે આત્મનિવેદન કરેલું છે તેને કશી ચિંતા કરવાની નથી, તો પછી જેણે કૃષ્ણની સાથે પોતાના પ્રાણ જોડેલા છે તેને તો શી ચિંતા કરવાની હોય ?

૫ આગલા શ્લોકમાં કહેલ નિવેદન શ્રીપુરૂષોત્તમને વિષે થયું હોય તો અવશ્ય ચિંતા છોડવી. અન્ય વિનિ-યોગ છતાં પણ ચિંતા છોડવી કારણ કે હરિ પોતેજ સમર્થ છે.

૬ પુષ્ટિમાર્ગ (અનુગ્રહમાર્ગ)માં રહેલા હરિ લોકમાં અને વેદમાં સ્વાસ્થ્ય નહિં કરે, જેથી બધા ભક્તો સાક્ષી તરીકે થાઓ.

૭ ગુરૂની આજ્ઞા પ્રમાણે પ્રભુની સેવા કરવી, હરિની ઇચ્છા વડે (વિશેષ આજ્ઞા થતાં) ગુરૂ આજ્ઞાનો બાધ થાય તેમાં અડચણ નહિં. એ પ્રમાણે સેવા પર ચિત્ત રાખીને સુખે (આનંદમાં) રહેવું.

૮ સેવામાં ચિત્ત ઉદ્વેગ પામે તોપણ હરિ (એટલે ઠાકોરજી અને ઠાકોરજી એટલે ગુરૂ) જે જે કરે છે તે તે તેમની લીલા છે, એમ માનીને ચિંતાને જલદી છોડવી.

૯ તેથી સર્વ પ્રકારે હમેશાં श्रीकृष्णः शरणं मम। એ અષ્ટાક્ષર મંત્ર સર્વ પ્રકારે બોલતા જ હમેશાં રહેવું એવી જ મારી મતિ છે.

ઉપર કહ્યા મુજબ તાદૃશી ભક્તોના સંગમાં નિવેદનનું સ્મરણ તથા સેવા પણ તેઓના સંગમાં રહીને જ કરવી અને અષ્ટાક્ષરનો ઉચ્ચાર તો મનમાં નિરંતર ચાલુ જ રાખવો. જેથી અહંતામમતાનો નાશ થતાં દૈન્ય પ્રાપ્ત થશે, અને તે દૈન્ય સર્વ મલિનતા તોડવાનું પરમ સાધન થઇ પ્રભુમાં ખરી પ્રીતિ જોડાવે છે.

ઉપર પ્રમાણે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારના શોધનથી ચિંતાનો નાશ થઇ દીનતા પ્રાપ્ત થાય છે. જ્યારે ખરી દીનતા પ્રાપ્ત થાય ત્યારે જ પ્રભુની અંગીકૃતિનો અનુભવ થાય છે. દીનતા પ્રાપ્ત કરવામાં અષ્ટાક્ષર

મંત્ર દીનતાનો જનક છે. દીનતા પ્રાપ્ત થયા પછી પણ આ મંત્ર કાયમ જપવો જેથી પ્રભુ વિના રહ્યું ન જાય તેવી દીનતા પ્રાપ્ત થઇ પ્રપંચની તદન વિસ્મારક અંતિમ વિરહ-દશા થઇ પછી સ્વરૂપનાં સાક્ષાત્ દર્શનાદિ થાય છે. વળી મુનિ નારદજીની પ્રત્યે ભગવાન્ બ્રહ્માજી આજ્ઞા કરે છે કેઃ—

श्रद्धामृतकथायां मे शश्वन्मदनुकीर्तनम् ।
परिनिर्याच पूजायां स्तुतिभिः स्तवनंमम ॥२०॥
आदरः परिचर्यायां सर्वाङ्गैरभिनन्दनम् ।
मद्भक्तपूजाभ्यधिका सर्वभूतेषु मन्मतिः ॥
मदर्थेष्वङ्ग चेष्टा च वचसा मद्गुणेरणम् ।
मय्यर्पणंचमनसः सर्वकाम विवर्जनम् ॥२२॥
मदर्थेऽर्थपरित्यागो भोगस्य च सुखस्य च ।
इष्टं दत्तं हुतंजतंमदर्थं यदव्रतं तपः ॥२३॥

અર્થઃ—મારી અમૃતરૂપ કથામાં શ્રદ્ધા, નિરંતર મારૂં કીર્તન, મારી પૂજામાં નિષ્ઠા, સ્તોત્રો વડે મારી સ્તુતિ, મ્હારી સેવામાં આદર, સર્વ અંગથી મને અભિવંદન, મ્હારા ભક્તની અધિક પૂજા, સર્વ ભૂતમાં મ્હારી બુદ્ધિ, મ્હારામાં મનનું અર્પણ, સર્વ કામનો વિશેષતાથી ત્યાગ, મ્હારે માટે દ્રવ્યનો, ભોગનો, અને સુખનો, પરિત્યાગ, ઇષ્ટ, દાન, આપેલું, હોમેલું, જપેલું અને જે વૃત્ત અને તપ તે સર્વ મ્હારે માટેજ કરવું.

આ બાબતમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે આજ્ઞા કરી છે કેઃ—

एवं धर्मैर्मनुष्याणां मुद्धवात्मनिवेदिनाम् ।

मयि संजायते भक्तिः कोऽन्योऽर्थोस्यावाशिष्यते ॥२॥

**અર્થઃ**—હે ઉદ્ધવ! જેણે આત્મનિવેદન કરેલ છે એવા પુરૂષે કરેલા ઉપર કહેલા જે ધર્મો તેણે કરીને મ્હારામાં ભક્તિ ઉત્પન્ન થાય છે ત્યારે કયો અર્થ તેને બાકી રહે છે? કોઇ પણ નહિં.

**કૃષ્ણદાસ**—કેમ વલ્લભદાસ! હવે શું ઇચ્છા છે? તમોને હવે સઘળા પ્રકારની શંકાઓનાં સમાધાન થયાં કે નહિં?

**વલ્લભદાસ**—શ્રીમહાપ્રભુજીની કૃપાથી મને આપ જેવા ભગવદીયના સંગથી સઘળી પ્રકારના સંશયો દુર થયા છે હવે તો પ્રભુને સાક્ષાત્ દંડવત્ પ્રણામ કરવાનાં અને દીનતા આશ્રયનાં સ્તોત્ર તથા ધોળ સંભળાવો.

**કૃષ્ણદાસ**—આ બાબતમાં પણ પરમ દયાળુ શ્રીમહાપ્રભુજીએ જીવોના કલ્યાણ અર્થે, "નિરોધલક્ષણ" શ્રીકૃષ્ણાષ્ટકમ, તથા ગોપીજનવલ્લભાષ્ટકમ વગેરે ઘણા ગ્રંથો રચેલા છે તેમાંના થોડાનાં પ્રાકૃત ધોળ છે તે હું તમોને કહું છું તે તમે સાંભળો.

## ॥ अथ निरोधलक्षणग्रंथः ॥

### પ્રાકૃત ધોળ.

ગાડી આવી ગુજરાત, અથવા
પધાર્યો શ્રીવલ્લભરાય દિગ્વિજય કરવાને—**એ રાગ.**

તે દુઃખ થાઓ નાથ—મને ક્યારે તે દુઃખ થાઓ,
નિરોધ આપી હો નાથ–ચરણમાં ચિત્ત રખાવો ॥ ટેક ॥

જે દુઃખ યશોદાને થયું, ને નંદાદિ ગોપોય,
ગોપિકાને પણ જે થયું, તે દુઃખ મને થાઓય;
ચરણમાં ચિત્ત રખાવો. તે દુઃખ૦ ૧

ગોકુળ ગોપિકાઓને, અને વ્રજવાસીનેય,
આપ્યું સુખ જે શામળા, ક્યારે તેહજ દેશો મનેય;
ચરણમાં ચિત્ત રખાવો. તે દુઃખ૦ ૨

ઉદ્ધવ આવાગમનથી, ઉત્સવ ગોકુળમાંહ્ય,
થયો હતો તેવો મને, થશે આનંદ કયાંય ?
ચરણમાં ચિત્ત રખાવો. તે દુઃખ૦ ૩

મોટાની કૃપા વડે, શ્રીહરિ કરે કૃપાય,
ત્યારે આનંદકંદશ્રી, હરિકીર્તનથી સુખ થાય;
ચરણમાં ચિત્ત રખાવો. તે દુઃખ૦ ૪

મોટાની કૃપા થકી, હરિકીર્તન સુખ હોય,
તેવું લૌકિકજ નથી, જેવું સ્નિગ્ધજ ભોજન છેય;
ચરણમાં ચિત્ત રખાવો. તે દુઃખ૦ ૫

ગોવિંદના ગુણગાનથી, જેવું સુખ જ થાય,
તેવું શુકજીને નથી, ભલે આત્મામાંએ રમ્યાય;
ચરણમાં ચિત્ત રખાવો. તે દુ:ખ૦ ૬

પ્રાપ્તિ સારૂ ક્લેશને, પામતા જોઇ નિજ જન,
કૃપા કરે જ્યારે હાર, ત્યારે પ્રકટી દે દર્શન;
ચરણમાં ચિત્ત રખાવો. તે દુ:ખ૦ ૭

સર્વાનંદ પ્રભુ છે છતાં, દુર્લભ કૃપાનંદ,
અંતર્યામી સાંભળે, જ્યારે ગુણોનું વર્ણન;
આનંદ ઉદધિ નાહાયો. તે દુ:ખ૦ ૮

પ્રપંચની વિસ્મૃતિ કરી અધિકારી ગુણ ગાય,
સત, ચિત્ અને આનંદ પણ, તેને નિશ્ચે પ્રકટ થાય;
કૃપાળુ છે એ શામળીયો. તે દુ:ખ ૯

રોધ વડે નિરોધ છું, અને નિરોધપદ પામ્યોય,
નિરોધના અધિકારીને, માટે નિરોધ આજ કહ્યોય;
આજ્ઞા શિર ચઢાવો. તે દુ:ખ૦ ૧૦

છોડયા હરિએ જેમને, રહે મગ્ન ભવ માંહ્ય,
નિરોધ પામેલા સદા, રહે ભજનાનંદની માંહ્ય;
ધન્ય ધન્ય એ જીવો. તે દુ:ખ૦ ૧૧

નિરોધ પામ્યા જે નથી, તેમના હિતને કાજ,
સર્વે વસ્તુ શ્રીકૃષ્ણની, એવું ચોજે જો મનમાં જ;
બેડો પાર ઉતરે તો. તે દુ:ખ૦ ૧૨

મુર વૈરી શ્રીકૃષ્ણના, ગુણ ગાવાવાળાનેય,
સંસાર ત્યાગમાં ક્લેશ કંઈ, થાતો નથી પણ વિરહેય;
સુખી તે મનવાળો. તે દુઃખ૦ ૧૩

સંસારાવેશ હોય તો, વિયોગથી દુઃખ થાય,
એટલું જ નહિં પણ પ્રભુ ઉપર, દોષ મુકે છે એ વાય;
ધિક તે જન્મારો. તે દુઃખ૦ ૧૪

બાધ્યની શંકા અહીં નથી, અધ્યાસજ સિદ્ધ થાય,
ભગવદ્ધર્મસામર્થ્યથી, રહે વૈરાગ્ય ઉરની માંહ્ય;
ભાસે નહિં દુઃખ દાવો. તે દુઃખ૦ ૧૫

જ્ઞાનમાર્ગ કરતાંજ એમ, ઉત્કર્ષ હરિગુણ છેય,
જાણી અમત્સરથી જ જે, ગુણો સંતોષથી ગાયેય;
ધન્ય ધન્ય તે જીવો. તે દુઃખ૦ ૧૬

સંકલ્પથી પણ શ્રીહરિ, ધ્યાનજ કરવા યોગ્ય,
પુરુષોત્તમ પ્રભુ મૂર્તિમાં, જાણી દર્શને સ્પર્શ કરોય;
કૃતિ ગતિ એ રાખો. તે દુઃખ૦ ૧૭

શ્રવણ કીર્તન પણ કરો, ભાવજ રાખીનેય,
કૃષ્ણ પ્રિય પુત્રજ તણી, રાખી આશા ને રતિ કરોય;
લ્યો સંસારનો લ્હાવો. તે દુઃખ૦ ૧૮

ઇંદ્રિયો દેખાય નહિં, ભગવત્ કાર્યની માંહ્ય,
નિગ્રહ કરવો તેમનો, એવો ઉપદેશ મહાપ્રભુનોય;
વૈષ્ણવ ધ્યાનમાં ધારો. તે દુઃખ૦ ૧૯

મંત્ર બીજો કોઇ નથી ને, સ્તોત્ર નથી કોઈ અન્ય,
વિદ્યા બીજી કોઈ નથી, એવું સમજો સર્વે મન;
આજ્ઞા શિર ચઢાવો. તે દુઃખ૦ ૨૦
તીર્થ જ મોટુ કોઈ નથી ને, નિરોધ જ શિવાય,
શ્રીમદ્‌વલ્લભ એમ વદે, દીનદાસ એ ભગવાન ચહાય;
નિરોધ નાથ કરાવો. તે દુઃખ૦ ૨૧

**વલ્લભદાસ**—હા પ્રભુ! હા દયાળુ! હા નાથ! હા શ્રીવલ્લભ! શું આપની જીવોની ઉપર દયા? સંસારમાં રહીનેજ યોગીયોને પણ દુર્લભ એવી નિરોધની ચાવી બતાવી છે, પરંતુ હુ તો તેમાં જીવનું સામર્થ્ય જોતો નથી એ તો જયારે આપ કૃપા કરો તોજ.

**કૃષ્ણદાસ**—તમારૂ કહેવું સત્ય છે. એ દયાળુ શ્રીવલ્લભની કૃપા વિના જીવથી બનવું અશકય છે. એને માટે ભક્ત કવી દયારામભાઈએ એક ધોળમાં કહ્યું છે કેઃ—

"એરે મંડાણનું મૂળ હરિ ઇચ્છારે,
કૃપા વિના સિદ્ધિ ન થાએરે,
શ્રીવલ્લભ શરણ થકી સહુ પડે સહેલુરે,
દૈવી જન પ્રતિ દયો ગાએરે ૦॥
નિશ્ચૈના મહેલમાં વસે મારો વાલમોરે,
વસે વ્રજ લાડીલોરે, જેરે જાય તે ઝાંખી પામેરે. ૪

તમે જે પ્રપંચની વિસ્મૃતિ અને સ્વરૂપની ઇચ્છા રાખો છો એનુ નામજ નિરોધ અને તે નિરોધનાં લક્ષણોજ

શ્રીમહાપ્રભુજીએ બતાવ્યાં છે પરંતુ રાત્રિ દિવસ એટલે નિરંતર શ્રીમહાપ્રભુજીનું શરણ અને એ દયાળુનોજ દૃઢ આશ્રય જીવે વિચારવો જોઇએ વળી શ્રીમહાપ્રભુજીએ જીવોના શ્રેયની ખાતર "श्रीकृष्णाष्टकम्" નામનો ગ્રંથ રચ્યો છે તેનો પણ પ્રભુની સાનિધ્યમાં તેમજ પરોક્ષમાં પણ નિરંતર અથવા બને તેટલો પાઠ કરવો જોઇએ. હું તે ગ્રંથનું પ્રાકૃત ધોળ કહુ છું તે સાંભળો. श्रीकृष्णाष्टकम ॥

સર્વ તજીને ભજીએ શ્રીગોવિંદને—એ રાગ.

શ્રીગોપ અને ગોકુળ વિવર્ધન શ્રીહરિ,
નંદનંદન શ્રીરાધાપતિ વૃજરાયજો;
યમુનાંવિહારી દીનબંધુ દામોદરા,
અચ્યુત વિભુ મને દાસને દ્યો સેવાય જો— શ્રીગોપ. ૧
રાધા રમણ માધવ ગોકુળના ઇન્દ્ર છો,
નંદાત્મજને ઉત્તમ યાદવ માંહુયજો,
સેવે સદા રમા ચરણ કમળ પ્રભુ આપનાં,
લક્ષ્મી નિવાસ મને દાસ્યને દ્યો સેવાયજો— શ્રી. ૨
પુરૂષોત્તમ પ્રભુ વિશ્વ સ્વરૂપે આપ છો
યાદવપતિ ગોવિંદ શરણુ આપોયજો,
ગોવર્ધન, ઉદ્ધરણ, ગોકુળના વલ્લભ,
સેવા તમારી ને દાસ્ય તમારૂ દ્યોયજો— શ્રી. ૩
અખિલ લોકના નાથ મધુસૂદન હરિ
આદ્યને ઉત્તમ વંશે હરિ પ્રગટયાયજો,

વાસુદેવને વિશ્વપતિ ગોકુળપતિ
આપો તમારૂ દાસ્ય અને સેવાયજો- શ્રી. ૪
રાસ વિહારી અનુજ શ્રીબળરામના,
શરણાંગતને કૃપાના ભંડારજો,
ભવનાં બંધન કાપોછો શ્રીકૃષ્ણજી,
વિજ્ઞાન ધામ મને આપો દાસ્ય આ વારજો- શ્રી. ૫
ગુણુ નિધાનને મૂર્તિ કિશોરજ આપની,
દર્શનથી સૌ હરો છો પાપોયજો,
મંગળ દેહજ આપનો મન મોહન પ્રભુ
સેવા તમારીને દાસ્ય તમારૂ દ્યોયજો- શ્રી. ૬
સ્વધર્મના પાલક યદુનંદન હરિ,
યાદવ પતિ છો ગરુડાસન વાળાજો;
હે પરિબ્રહ્મ પ્રભુ દાનેશ્વર ભક્તિ તણા;
સંકરર્ષણુના પ્રિય દ્યો સેવાયજો- શ્રી. ૭
કૃપાના ભંડારને વ્યાપક દેવ છો
સત્ય પ્રતિજ્ઞા વાળા છો ભગવાનજો;
શ્રીગોપીજનના વ્હાલા શ્રીરાધા પતિ
દાસ્ય તમારૂને સેવા દ્યો ભગવાનજો- શ્રી. ૮
પ્રાપ્ત થાઓ પ્રભુ સેવાથી નિજ જનને,
રક્ષો છો તમે રાધાવર નિજદાસજો,
આશ્ચર્યકારક બાલ સ્વરૂપે આપ છો,
વરદેશ્વર દ્યો સેવા ને તમ દાસ્યજો- શ્રી. ૯

પૂર્ણ કામને વિદ્વાનોના આશ્રય પ્રભુ,
કોટિ કંદર્પનો મદજ પણ હરોયજો,
પુણ્ય પવિત્રજ યશવાળા પણ આપ છો,
વિશ્વૈકવંદ્ય મને દાસ્યને સેવા દ્યોયજો- શ્રી. ૧૦

પૂજવા લાયક દયાના સાગર હરિ
સર્વજ્ઞજ છો સર્વના વરદાશ્રય જો,
કલ્પવૃક્ષ પ્રભુ આવે શરણે જે આપને
ઉત્તમ ફળના દાતા દ્યો સેવાયજો- શ્રી. ૧૧

નારાયણ ને અખિલના ગુરૂ આપ છો
વૃંદાવનના વ્હાલા છો તમે રાયજો,
મુકિતને દેનાર મનહર છો પ્રભુ,
દ્યો મુજને દાસ્ય અને સેવાય જો- શ્રી. ૧૨

હસ્તકમળ બહુ શોભે બંશીથી આપના
કમળ સરીખાં કેશવ નેણુાળાયજો,
વિશ્વપતિને વ્રજના ઉત્સવ રૂપ છો,
ભકિતવશ્ય દ્યો દાસ્ય અને સેવાયજો- શ્રી. ૧૩

દેવાધિ ને પાંડવપતિ શ્રીકૃષ્ણજી,
મને આપનું દાસ્યને સેવા દ્યોયજો
ગાય શીખે ને સાંભળે સ્તોત્ર આ ભાવથી
તેના ચારે પુરૂષાર્થો સિદ્ધ થાય જો- શ્રી. ૧૪

મંગળકારી ને વ્હાલુ હરીને સ્તોત્ર આ,
ભકતોને પણ પ્રિયજ પાઠ કરેયજો,
નંન્દનન્દન શ્રીગોકુળ પતિ રાધાપતિ,
સાધુ પુરૂષોથી સેવાયલા ભકિત દેયજો- શ્રી. ૧૫
શ્રીમદ વલ્લભ વદીયા એમ અષ્ટક માંહિ;
તેનું પ્રાકૃત ગાયુ હરિ ઇચ્છાયજો,
કૃપા કરી હવે શ્રીમહાપ્રભુજી મુજને,
દાસ ભગવાનને દાસ્યને દો સેવાયજો- શ્રી. ૧૬

---

## શ્રીગોપીજનવલ્લભાષ્ટકમ (વલ્ભવિરચિત્ત) નું પ્રાકૃત ધોળ.

રાગ લાવણીનો.

કમળ નયનને કૃપાયુક્ત શ્રીગોપીજન વલ્લભ સ્વામી,
મંદારની માળા ઉર શોભે, નમુ આપને શિર નામી.—૧
ઉદાર હાસ્યને સુંદર શ્રીમુખ, આનંદ નન્દાદિક સ્વામી
બકી બકના પ્રાણ વિનાશક, નમુ આપને શિર નામી.—૨
સિંહ નખ આભુષણ શોભે, શ્રીગોપીજન વલ્લભ સ્વામી;
ગોપાળની લીલા કરનારા, નમુ આપને શિર નામી.—૩
ગોપાળની લીલાથી મોહ્યા, બ્રહ્મા પણ આપથી સ્વામી,
એવા જીવન ગોપ તણા પ્રભુ, નમું આપને શિર નામી—૪
ભક્ત ગમ્યને નુતન વસ્તુના, પ્રેમી છો વલ્લભ સ્વામી,
દધિપાત્રોના ભજન પ્રભુજી, નમુ આપને શિર નામી.—૫

સુંદર પીળાં વસ્ત્ર પેહેરીયાં, ગોપીજન વલ્લભ સ્વામી
પરિબ્રહ્મ પુરૂષોત્તમ પ્રભુજી, નમુ આપને શિર નામી.—૬
પર્વત સરખી કાન્તવાળા, ધરાધરાયજ સ્વામી,
શાણુધાર હારની પંક્તિ શોભે, નમુ આપને શિર નામી,—૭
ગર્ગ વાકય સુલક્ષણવાળા, ગોપીજન વલ્લભ સ્વામી,
હસ્તિના ગંડ સ્થળ ભાગ્યા, નમુ આપને શિર નામી.—૮
ઉત્તમ વંદ્રાવનના ભૂષણ, કંસાસુર મર્દન સ્વામી,
શ્રીદેવકીજીના પુત્રો આણ્યા, નમુ આપને શિર નામી.—૯
વિદુર ઉદ્ધવજી, અકુરજીને, વરદાયક આપ છો સ્વામી,
ગદા ખડગને શંખ કમળએ, ધરનારા નમુ શિર નામી.—૧૦
શ્રીમહાપ્રભુજી જીવને માટે, અષ્ટક આ ઉચર્યા સ્વામી,
દીન દાસ કહે પ્રાકૃત્ત પદમાં, નમુ આપને શિર નામી.—૧૧

## શ્રીહરિરાયજી વિરચિત.

### ( રાગ ઉપરનો )

નુતન મેઘના સમૂહ સરખા, મનોહર વિકસિત કમળ નયન
વેણુએ વ્હાયાં ગોપીને, એવા કૃષ્ણને કરૂં નમન. ૧
મૂકૂટ અને બાજુબંધ શોભે, મણી માલા કંઠે મોહન
કર્ણે કુંડળ સુવર્ણ કેરાં, ગોપિ પ્રિયને કરૂં નમન. ૨
દિવ્યાંગનાઓના વૃંદો વિશે, સેવાતા શ્રીમનમોહન,
સ્મિત હાસ્યથી મુખડુ શોભે, ત્રિલોકાધિને કરૂં નમન. ૩
ગેરકાદિ ધાતુએ શોભો, કલ્પ વૃક્ષ નિચે ભગવાન
સુવર્ણ સરખા મંડળ મધ્યે, ગોપી પ્રિયને કરૂં નમન, ૪

દિવ્યાંગલીયાંગુલીએ રંજીત, મયુર પચ્છ શ્રીમદનમોહન
વનમાલાથી વિભૂષિત એવા, વૃજ વલ્લભને કરૂં નમન. ૫
મુનિવર્યોને ગોધન મધ્યે, વ્યાસજ એવા શ્રીભગવન્
ધર્માર્થ કામને મોક્ષના દાતા, ગોપી પ્રિયને કરૂં નમન. ૬
સર્વ દોષને પાપના હર્તા, ચંદ્ર સુર્ય સરખા ભગવન્
ભક્તજનના ચિંમતાણી પ્રભુ, વ્રજ વલ્લભને કરૂં નમન ૭
આ અષ્ટક ભક્તોને માટે, ઉચર્યા હરિરાયજ ભગવન્
દીન દાસ કહે પ્રાકૃત પદમાં, ગોપી પ્રિયને કરૂં નમન. ૮

આવી રીતે પ્રભુનાં સ્તોત્રોના શ્રીવલ્લભ વિરચિત તથા તેમના સુભગ વંશજોમાં માહાનુભાવી શ્રીહરિરાયજી માહારાજ વિગેરેના વિરચિત ઘણા ગ્રંથો છે તેમાં "શિક્ષા-પત્ર" નામના ગ્રંથનો તો નિત્ય નિયમમાં વધુ ના બને તો એકાદ પત્ર અથવા તે મધ્યેનો એકાદ શ્લોક પણ સમજીને વાંચવો જોઇએ.

જે સેવા માર્ગ પરમ ગહન અને યોગી લોકોને પણ અગમ્ય છે તે સેવા માર્ગ શ્રીમદાચાર્ય ચરણોએ એવો તો સુંદર રીતે બતાવ્યો છે કે જેનો લાભ હરકોઇ વર્ણ કે આશ્રમવાળા તવંગર કે ગરિબ ભણેલાં કે અભણ, સુખી કે દુઃખી, મનુષ્ય લઇ પ્રભુ પ્રાપ્તિ સહેલાઇથી અને એક સરખી રીતે કરી શકે છે; અને તેવા કેટલાઓય શ્રીમદ્આચાર્યના વખતમાં અને તે પછી થઇ ગયેલા છે જે નિજ વાર્તાઓ ઉપરથી જણાય છે.

શ્રીગુંસાઇજીની તથા શ્રીહરિરાયજીની વિજ્ઞપ્તિઓ જે પ્રભુ પ્રત્યે દીનતાથી ભરપુર છે તે પણ વાંચવાનો અભ્યાસ રાખવો જોઇએ. તેમજ સેવાની રીત પણ શ્રીહરિરાય પ્રભુએ નિરૂપણ કરેલી છે તો તે સ્વમાર્ગીય ભગવદીયોના સંગમાં રહી શીખવી જોઇએ.

**વલ્લભદાસ**—પણ મારા જેવો હત ભાગી, કે જે અનેક પ્રકારની ઉપાદીમાં ફસાયેલો હોય, તન, મન અને ધન તથા બુદ્ધિ અને બળહિણ તથા આ મહા કરાળ (વિકટ) કાળના દુઃસંગે ફસાયેલો હોય તેને લેઇ આવતા પ્રતિબંધો નડતા હોય તેની શું ગતિ?

**કૃષ્ણદાસ**—શ્રીહરિરાય પ્રભુ ૧૩ મા શિક્ષાપત્રના શ્લોક(૨)માં આ બાબતનાજ સમાધાનમાં કહે છે કેઃ—

मूलम्—न सेवा न कथा नैव भावनं नापि संश्रयः।
नित्य मुद्विग्न मनसा कथंकालः प्रयास्यति ॥२॥

**શબ્દાર્થઃ**—જેને સેવા નથી, કથા નથી, ભાવના પણ નથી, અને સારી રીતે આશ્રય નથી એવા હમેશાં ઉદ્વેગ મનવાળાનો સમય શી રીતે જાય?

मूलम्—सत्संगो दुर्लभो दुष्टसंगः संचित नादते।
अनायासेन संसिद्धः कागतिर्मे भविष्यति॥३॥

**શબ્દાર્થઃ**—સત્સંગ દુર્લભ છે, અને દુઃસંગ વિના વિચારે શ્રમવિના (અનાયાસે) સારી રીતે સીદ્ધ થાય છે તો મારી શું ગતિ થશે? ૩.

मूलम्–सग्राहयितु मखिलंतैः क्रीडयितु मेवच ।
शकली कर्तु मधुना प्रभो बाल चिकीर्षितम्॥४॥

**શબ્દાર્થ**:—સમગ્ર ચરાચર વસ્તુનો સંગ્રહ કરવાને અને એની સાથે ક્રીડા કરવાને તથા સર્વને જુદા જુદા કરવાને પ્રભુની ક્રીડા કરવાની ઇચ્છા છે. (તે કોણ જાણે)૪,

**વિવેચન**:—ઉપર કહ્યું કે દુઃસંગથી સંસારી લોક અહંતામમતાથી ભરેલા છે, તેમને ગ્રહણ કરી પાસે રાખી એવાં ખિલોનામાં રમુ છું. સંસારી સાથે આઠે પોહોર મેળાપ છે, તો હું શું કરૂ! જગતમાં એવાજ માણુસો મને મળે છે, તો હે પ્રભુ આધુનક જીવોને તમેજ નચાવો છો, કાષ્ઠની પુતળીની પેઠે દોરી તમારે હાથ છે. સઘળાં યંત્ર છે, આપ યંત્રી છો, જેવી રીતે વગાડો છો, તેવી રીતે વાગે છે; વળી તમે તો બાળકની પેઠે ક્રીડા કરો છો, સહજમાં અમે તથા સઘળુ જગત આ માયાથી ભમે છે, આવી રીતે પ્રભુના આગળ દીનતા પુર્વક કહી પોતાની ઉપર કૃપા કરવાની પ્રાર્થના કરે છે (દીનતાથી) ૪.

मूलम्–हा नाथ ! हा कृपानाथ ! गोपीनाथ ! दयानिधे! ।
व्रजनाथ! रमानाथ! निजनाथ! जगत्पते! ॥५॥

**શબ્દાર્થ**:—હા નાથ ! હા કૃપાનાથ ! શ્રીગોપીજનના નાથ ! દયા નિધિ, વ્રજના નાથ, લક્ષ્મીનાપતિ, સ્વ ભક્તોના નાથ, અને જગતના પતિ, અમારી ઉપર દયા કરો,

વિવેચન—હા નાથ અમારા તમે નાથ છો, સ્વામી છો, તેથી આપના વિના અમે કોની પાસે સુઃખ દુઃખ કહીએ? હવે મારાથી આ સંસારનુ દુઃખ સહન થઇ શકતું નથી, તમે પોતાના જાણી દયા કરો, હા કૃપાનાથ! તમે આગળ આગળથી પોતાના જીવોપર કૃપા કરતા આવ્યા છો, તો હવે અમારા ઉપર કૃપા કરો, કારણ કે તમે શ્રી ગોપીજનના નાથ છો, તેમના ઉપર હમેશાં કૃપા કરી સઘળાં કાર્ય સિદ્ધ કર્યાં, તેવા અમે પણ નિઃસાધન છીએ, અમારા ઉપર કૃપા કરો. વળી તમે વૃજના નાથ છો, કંસ સંબંધી અનેક દૈત્ય આવ્યાં, તે સર્વને માર્યાં, અગ્નિથી, જળથી, કાલીનાગથી, વિષથી, આમ સર્વ પ્રકારે આપે આપના વ્રજની રક્ષા કરી તેવીજ રીતે અમારી રક્ષા કરો. લક્ષ્મીના નાથ એવા હે પ્રભુ! અમારા ઉપર પ્રસન્ન થાઓ, વળી આપ આપના અંતરંગ ભક્તોના નાથ છો, ભક્ત પ્રસન્ન રહે, સુખી થાય તેજ કરો છો. શ્રીમદ્ ભાગવત્માં નવમા સ્કંધમાં આપે દુર્વાસા પ્રતિ આજ્ઞા કરી છે કેઃ—

" अहंभक्ता पराधिनो ह्यस्वतंत्र इवद्विज ।
साधुभिग्रस्त हृदयोभक्तै भक्तजनप्रियः "

(હે વિપ્ર! પરતંત્ર એવો હું ભક્તોને પરાધીન છું, અને મારા સાધુ ભક્તોએ મારૂ હૃદય ગ્રહણ કરી લીધું છે, માટે ભક્તો જેને અત્યંત વ્હાલા છે, એવો હુ છું, હું ભક્તોને આધિન છું, સ્વતંત્ર નથી, હેવિપ્ર ભક્ત જન મને બહુ

વ્હાલા છે, હું ભક્તોના હ્રુદયમાંજ સદા રહુ છું.) આવી રીતે આપ આપના અંતરંગ ભક્તોના નાથ છો, માટે દયા કરો, વળી તમે જગતના પતિ છો, સઘળા જગતમાં તમે કરો તેજ થાય છે, માટે તમે કૃપા કરસો. ત્યારે આ કળી (કરાળ) કાળ હમોને પીડશેજ નહિં—૫.

**વલ્લભદાસ**—આવી દીનતા ભરેલી કેટલીક પ્રાર્થનાઓનાં ધોળ પદ, મારી જાણ્યમાં છે જો આપ આજ્ઞા કરો તો મને તે અત્રે બોલવાની ઇચ્છા છે.

**કૃષ્ણદાસ**—સુખેથી બોલો, હુ પણ તે સાંભળી કૃતાર્થ થઇશ.

**વલ્લભદાસ**—મને રાગ યા તાલ માત્રા કે સુરનું કંઇ ભાન નથી તેમજ મારો કંઠ પણ સારો નથી તેથી સુરમાં ખામી જણાય તો તે ક્ષમા કરી સાર ગૃહણ કરશો અને મારી તેમાં કાંઇ ભુલ્ય ચુક જણાય તો તે સુધરાવશો.

**કૃષ્ણદાસ**—ભગવત્ નામ લેવામાં યા પ્રાર્થનામાં સુર યા તાલ માત્રાની કંઈ જરૂર નથી પ્રભુતો એવા દયાળુ છે કે ભક્તનો ભાવ અને દીનતાજ ચાહાય છે. માટે બોલો.

## ધોળ ૧ લું.

જનમ ધરી જુમનાંજીમાંરે નહિયે,—એ રાગ.

હરિ ગુણ ગવરાવશો તો ગઇશ, માર્ગ મુને બતાવસો ત્યાં જઇશ, ૧
જંજાળમાં રાખશો તો રહિશ, આબરૂમાં કરસો એવો થઇસ. ૨
માટે મેહેર કરીનેરે મહારાજ, રાખશોતો રેહેશે ભગાતણી લાજ. ૩

# ધોળ ૨ જું.

## ( ગજલની રાહ. )

અહો શ્રીનાથજી પ્યારે, શરણ હું આવીગો તારે,
કૃપા થઇ આપની જ્યારે, ઉભો હું શ્રીહરિ દ્વારે. અહો ૧
દઇ દર્શન આ દીનને, કરો મુજ ચિત્ત પાવનને;
આવ્યા જે આપને શરણે, ટળ્યાં છે જન્મને મરણે. ૨
એવી આશાએ આવ્યોહું અનાથનો નાથ છું હરિ તું;
ન જોશો દોશ કોઇ મારા, તમે છો દુઃખ હરનારા. ૩
હરિ મને દાસનો દાસ, ઠરાવી રાખજો પાસ;
નથી આ જગતમાં ગમતું, તોયે રહે મનમહી રમતું. ૪
અહો એ આપની માયા, ટળે નહિં પંચ વિષયો આ;
અરેરે ચિંત્યામાં ચકચુર, રહ્યો હું આપથી બહુ દુર. ૫
ન જાણું રીત સેવાની, કરૂ ના પ્રિત તેવાની,
રહ્યો હું નાથ કુસંગે, કરી દુર દયોને સત સંગે. ૬
થયું વૃદ્ધ આ શરિર મારૂં, નથી થાતું ભજન તારૂં;
વૃથામાં જન્મ ખોયો મેં, ગુમાવ્યો અમુલ્ય અવસરને. ૭
દયાળુ દેવ મોરારી, તમે સૌ જાણો છો મારી;
પછી શું કેહેવું હરિ મારે, તમો વિણુ કોણ ઉગારે. ૮
સંવત ઓગણી છોતેર, ચૈત્ર વદી નવમીએ ઘેર,
આવ્યો તેને શરણ રાખી, દીઓ નિત્ય દાસને નાંખી. ૯
વિનંતિ એટલી મારી, પ્રભુજી લ્યોને સ્વિકારી;
કહે દીન દાસનો દાસ પ્રભુજી પુરજો આસ. અહો. ૧૦

## ધોળ ૩ જું.

( એવો રે દિવસ તે કયારે આવશે ? એ રાગ. )

શંકના કર્મમાં રતનજ આ કયાંથી હરિ ?
પણ ગુરૂ દેવને શ્રીમાહાપ્રભુની કૃપાયજો;
અષ્ટ સખાને વૃજ ભકતોની કાનીએ,
અને કાંનીએ શ્રીયમુનાજી માયજો. રાંક. ૧
ચોરાશી બસે બાવનની પણ કાંની એ,
બિરાજો છો દાસ તણે માથેયજો;
કેવળ તે પણ અનુગ્રહ કરવા કારણે,
નિજ બિરદ ને વચનજ માટેયજો. રાંક ૨
દુર્લભ દેવને યોગી મુનીને આપ છો,
જપ તપ કે કદી યજ્ઞ કરે હરિ તોયજો;
વનમાં જાઇને વાસ કરે હરિ જો કદી,
કષ્ટ સહે પણ દર્શન આપના દયોયજો. રાંક.૩
તે હરિ મારે ઘેર પધાર્યા છો પ્રભુ,
અનંત કોટી બ્રહ્માન્ડના ઇશજો;
શી રીતે સેવુ ને સંતોસુ હરિ ?
દોષ ભરેલો પુરણુ નહિં દસ વિસજો. રાંક. ૪
ઇદ્ર ચંદ્ર ને શિવ બ્રહ્માદિક તે સૌ,
સેવે ને ને વળી શિર ધરે આજ્ઞાયજો;
તેત્રીસ કોટી દેવ તે આપના શરણુમાં,
તો પછી મારી તે શી હરિ ગણુનાજો. રાંક. ૫

જે વસ્તુ હું અર્પુ આપને શ્રીહરિ,
તેના માલીક આપજ છો વૃજરાયજો;
પણ ભુખ્યા છો પ્રિતમ કેવળ પ્રેમના,
તે મુજ પાસે મળે નહિ જરાયજો. રાંક ૬
સેવ્યા એક શ્રીવૃજ ભકતોએ આપને,
રંતોષ્યા પણ આપને એમણેયજો;
નિઃસાધન હું નાથ વિનવું શું આપને,
રીઝો આપ એક આપની કૃપા વડેયજો રાંક. ૭
લૌકિક રાય જો આવે રંકને ત્યાં કદી,
દુઃખ દરિદ્ર તેનાં સર્વે જાયજો;
તો આપ અલૌકિક પુરણ પુરૂષોત્તમ પ્રભુ,
પધારીયાને દાસને શી ચિંત્યાયજો. રાંક. ૮
લૌકિ સુખ હું ઇચ્છુ નહિ કોઇ પ્રભુ,
કેવળ ઇચ્છુ આપ તણી કૃપાયજો;
સેવા સમરણ સત સંગ આપના જનનો,
કરી શકું એ ઇચ્છુ શ્રીવૃજરાયજો. રાંક. ૯
કર ગૃહ્યા હવે તરછોડો નહિં શ્રીહરિ,
દુર કરો નહિં આપ ચરણ થકીયજો;
અદ્રષ્ય ને અબોલા રહો નહિં હો પ્રભુ,
દર્શન દયો મને લીલામાંજ લઇયજો. રાંક. ૧૦
હાવે હું કયાં જાઊં મારા નાથજી,
સુજ પડે નહિં એકે પ્રકારની શ્યામજો;

રીઝો ખીજો પણ મારા નાથજી,
દીન દાસને રાખી લીઓ ગુલામજો. રાંક ૧૧

## ધોળ ૪ થું.

(રાગ ઉપરનો.)

હું અભાગિને અનાથને ઘેર શ્રીનાથજી,
પધારીયાછો શ્રીમાહા પ્રભુની કાંનીયજો,
તેથી થયો છું સભાગીને સનાથ હું,
પણ સેવું નહિં સ્નેહે નાદાનીય જો. હું. ૧
સનમુખમાં પણ વિભળ રહે મન માહયરૂ,
ભટકે ચોદશ મરકટ મારૂ મન જો;
તે શું જાણે આપના સુખની શામળા!
તેને સાનો સ્નેહજ શ્રીભગવાન જો. હું. ૨
આનંદના સાગર છો આપ શ્રીનાથજી,
આનંદીની સાથે હળો મળોય જો;
શોક ગ્રસ્થ હું સદાયનો શ્રીનાથજી,
આવ્યો શરણે મોટી આસ ભર્યોય જો. હું. ૩
બાળપણુ રમવામાં ખોયું શ્રીહરિ,
યુવાનીમાં દિવાનીનો સંગ જો;
વૃદ્ધ પણે વૈષ્ણવનો સંગજ તો મળ્યો,
પણ લાગ્યો નહિં સાચો મુજને રંગ જો. હું. ૪
જગત જાણે કે ભક્ત થયો હું આપનો,
પણ હરિ મારા પાખંડનો નહિં પાર જો,

પંચ વિષયોના પાસ અને બંધન થકી,
બંધાયો હું પાપીનો સરદાર જો. હું. ૫
એવો પથ્થર પાણીમાં રહે શું વળે ?
બાહારથી કાઢીને ટાંકણું અરાડેય જો;
અગ્નિ ઝર્યા વિણ રહે નહિં એમાંયથી,
તેમજ મારા દોષજ અગણિત છેય જો. હું. ૬
કર ગૃહ્યો હવે તરછોડો નહિં શ્રીહરિ,
શ્રીવલ્લભ મારી ઉપર કરો કૃપાય જો;
તો તો આવધાજ ટળે આ દાસની,
લાયક સેવાને સમરણમાંજ થવાય જો. હું. ૭
ધિક ધિક મારી વિદ્યાને વડાઇને;
ધિક ધિક મારો વૈરાગ્યને વિલાસ જો;
નિષ પ્રપંચે નિરોધ થયો નહિં જો હરિ,
તો કેહેવાઉ શાનો હું તમ દાસ જો. હું. ૮
ચતુરાઇ પણ ચુલે પડી શ્રીનાથજી,
જ્યાં સુધી વિરહનો થયો ન કલેશ કે તાપ જો;
અહંતા મમતામાં પણ અથડાઉં ઘણો,
દીન દયાળુ દયા કરો હવે આપજો. હું ૯
ધિક ધિક મારી સમજણને શાંણપણને,
ધિક ધિક મારો મનુષ્યનો અવતાર જો;
કૃપા મેળવી શકયો નહિં જો આપની,
દીન દાસને અન્ય નથી આધાર જો. હું. ૧૦

## ઘોળ ૫ મું.

( રાગ ઉપરનો. )

એવોરે દિવસ તે ક્યારે આવશે ?
    શ્રીમુખ સુંદિર કેરાં દર્શન થાયજો;
શાંતિના સાગરમાં ક્યારે નાહિશ હું ?
    પ્રેમ–રસમાં થેઇ થેઇ કારજ થાયજો. એ. ૧
દૃશ્ય અદૃશ્યમાં દેખું હરનિશ શ્રીહરિ,
    પ્રાણી માત્રમાં પ્રભુ તમને પુંજાયજો;
સમભાવ સર્વે ઉપર એ ક્યારે થશે,
    મારૂં તારૂં એ સર્વે મુકાયજો. એ. ૨
બહાર અને અંદરથી દેખું આપને,
    દેખું જાગ્રત સ્વપ્ન શુસુપ્તિ માંહ્યજો;
હરતાં ફરતાં ખાતાં પીતાં શ્રીહરિ,
    દેખું ઉઠતાં બેસતાં ને જ્યાં ત્યાંયજો. એ. ૩
હરનિશ રે હરિકીર્તન ક્યારે થશે ?
    ભકતજનની ક્યારે થાશે ભીડજો;
શ્વસોશ્વાસે હરિ સ્મરણુ ક્યારે થશે ?
    ક્યારે મારૂં મન થાશે ત[illegible]ં લિનજો. એ. ૪
શ્રીમુરલિધરપ્રભુ મનમાં રહેશો ક્યાહરે ?
    ક્યારે કરશો દાસનાં હૃદય પાવનજો. એ. ૫
દર્શન કરીને ક્યારે ઠરશે દીલડું,
    ક્યારે થાશે દાસનાં નિર્મળ મનજો;

પ્રેમનાં આંસુને હસવું ક્યારે આવશે ?
	પ્રેમઘેલો હું ક્યારે બનીશ મહારાજજો. એ. ૬
હાથ ગ્રહિને હરજી ક્યારે ઉઠાડશો ?
	રાખશો ક્યારે રાંકતણી તમે લાજજો;
સ્વાર્થીઆં કોઇ આશા ના કરે માહારી,
	મુજને થાયે એક તમારી આશજો. એ. ૭
અખંડ સેવાને ભક્તિ ક્યારે આપશો ?
	વિઘ્ન ન આવે વચમાં શ્રીઅવિનાશ જો;
પોતાનો કહી પ્રભુ મને ક્યારે બોલાવશો,
	હૃદયા સાથે ચાંપી કરશો ન્યા હાલજો. એ. ૮
શ્રી હસ્ત મુજશિર ઉપર ધરશો ક્યાહરે,
	ક્યારે અભય વર દેશો શ્રીનંદલાલજો. એ. ૮
દેહ ઇંદ્રિનાં સુખ દુઃખ મનમાં રેહે નહિં,
	કાળ તણો પણ ભય ના રહે મનમાંયજો.
ચરણ કમળમાં રહેશે ચિત્ત એવું ક્યાહરે ?
	ધણીયાતો થઇ મ્હાલુ જ્યાંને ત્યાંયજો. એ. ૯
માયાનો ભય ક્યારે મને રહેશે નાહ,
	લોભ અને લુચ્ચાઇનો થાશે ત્યાગજો;
રાત દિવસ ભગવદીયોનો સંગ ક્યારે થાશે ?
	ક્યારે થાશે શ્રીહરિ અજંપા જાપજો. એ. ૧૦
બોહોત ગઇને થોડી રહી પ્રભુ માહારે,
	ક્ષણ ભંગુર આ દેહજ જો પડી જાયજો;

તો પછી મનુષ્યા દેહ મળ્યો કે ના મળ્યો,
માટે હાવે કરવી જોઇએ કૃપાયજો. એ. ૧૧
દોષ ભરેલો જાણો તોય મને હરિ,
શ્રીગુરૂ દ્વારા લીધો છે શરણુની માંહ્યજો;
શ્રીમુખ બોલ્યા છો તે હવે સાચુ કરો,
બિરદ વિચારો આપનું વૃજરાયજો. એ. ૧૨
શ્રીવૃંદાવન શ્રીજુમનાજીના તીરપર,
રાસ રમો છો કુંજ ગલીની માંહ્યજો;
શ્રીરાધાને શ્રીગોપીજનની સંગમાં,
એ લીલાના દર્શન મુજને દયોયજો. એ. ૧૩
વૃજ ભકતોની દાસીનું પદ કયાહરે,
પ્રાપ્ત થશે મને આપ તણી કૃપાયજો;
ચરણરજ હું પામીશ કયારે એમની ?
કયારે મારો જન્મ કૃતાર્થજ થાયજો. એ. ૧૪
આર્ત સ્વરે હું વિનવું છું પ્રભુ એટલું,
દ્વી કર જોડી લાગુ આપને પાયજો;
પોતાનો જાણી આ વિનતી ઉર ધરો,
દાસ ભગવાનને એજ હવે ઇચ્છાયજો. એ. ૧૫

## ધોળ ૬ ઠું.

**ચાલોને આપણે શ્રીગોકુળ જઇએ–એ રાગ.**

ચાલોને આપણે શ્રીજીમાં જઇએ,
જઇને શ્રીનાથજી નિરખીએ. ચાલો. ॥ટેકા॥

બિરાજે જ્યાં કોટિ બ્રહ્માન્ડનો નાથ,
બિરાજે જ્યાં શ્રીયમુનાજી સાથ,
બિરાજે જ્યાં વૃજવનિતાનો સાથ. ચાલોને. ૧
બિરાજે જ્યાં ગોકુળ વંદ્રાવન,
બિરાજે જ્યાં મધુવનને કામ વન,
બિરાજે જ્યાં ગોપને ગાયોનાં ધન. ચાલોને. ૨
બિરાજે જ્યાં ગોલોકનો આનંદ,
રમે રાસ જ્યાં શ્રીગોકુલચંદ,
એવા નાથ નિરખીએ નંદનાનંદ. ચાલોને. ૩
બિરાજે જ્યાં તીર્થ સકળને દેવ,
કરે જેની વલ્લભ વંશજ સેવ,
એવા નાથ નિરખીએ જઈ તતખેવ. ચાલોને. ૪
રહ્યા છે જ્યાં ધર્મ અર્થ અને કામ,
મળે મોક્ષ જાતાંજ શ્રીજીને ધામ,
પણ ન ઇચ્છે ભગવદીએ સુખ શ્યામ. ચાલોને. ૫
અમૃત રસ અનહદજ ભરીયો,
સહજ સ્નેહનો દધી ઉછળીયો,
વળી એવા વસે જ્યાં ભગવદીયો. ચાલોને. ૬
સમા સમાનાં દર્શન દે છે,
મનોહર મન હરિ લે છે,
કરો સેવા એમ સદા કહે છે. ચાલોને ૭
નવા નવા નિત્ય ધરે શણગાર,

વ્હાલાજીના વૈભવ ઋતુજ સાર
સેવા કરી જાણે શ્રીગોવર્ધનલાલ. ચાલોને; ૮
સેવા કરી જાણે શ્રીદામોદરલાલ,
સેવા કરી જાણે શ્રીવલ્લભબાળ,
હરે દુઃખ દર્શને દીન દયાળ. ચાલોને. ૯
નિકુંજના નાયક ગિરિવરધાર,
વ્હાલાજીની લીલાનો નહિ પાર,
ગોપીજનના જીવન પ્રાણ આધાર ચાલોને ૧૦
વ્હાલો મારા પ્રાણ જીવન આધાર ,,
કૃપા જેના ઉપર શ્રીનીજ થાય,
તેતો આવે ચરણને શરણની માંહ્ય,
કરી દર્શનને પાવન થાય. ચાલોને. ૧૧
કૃપા હોય શ્રીનીતો સેવા થાય,
ત્યારે તેના મનના મેલજ જાય,
વાણી અને દ્રષ્ટિ સૌ ફરી જાય. ચાલોને ૧૨
ત્યારે તેને સૌમાં હરિ દર્શાય,
જેનુ મન આડાઅવળી જાય,
એવા ભાગ્યહિણથી કાંઇ ન થાય. ચાલોને. ૧૩
ધન્ય ધન્ય તેણે જનમ ધરીયો,
આશ્રય એક શ્રીજીનો કરીયો,
કે અન્યાશ્રયથી જે ડરીયો. ચાલોને. ૧૪

ગયો શરણુ શ્રીજીને તે કહેવાય,
બીજા ગમે તેમ માને મનમાંહ્યુ,
તજી સાગને જ્યમ ફોતરાંગ્રાય. ચાલોને. ૧૬
ભગવાન દાસને એ ઇચ્છાય,
સદા રેહેવા ચરણ કમળની માંહ્ય,
કરજોડી વિનવે લાગીને પાય. ચાલોને. ૧૬

## ઢાળ ૭ મું.

( હરિગીત વ્રત્તની ચાલ. )

ધન્ય ભાગ્ય જેનાં હોય તે નિત્ય રહે છે નિજ ગામમાં,
ધન્ય ભાગ્ય જેનાં હોય તે નિત્ય રહે છે નિજ ધામમાં. ૧
ધન્ય ભાગ્ય જેનાં હોય તે નિત્ય રહે છે નિજ નાતમાં,
ધન્ય ભાગ્ય જેનાં હોય તે નિત્ય રહે છે નિજ જાતમાં. ૨
ધન્ય ભાગ્ય જેનાં હોય તે નિત્ય રહે છે નિજ માનમાં,
ધન્ય ભાગ્ય જેનાં હોય તે નિત્ય રહે છે નિજ ભાનમાં. ૩
ધન્ય ભાગ્ય જેનાં હોય તે નિત્ય રહે છે નિજ કર્મમાં,
ધન્ય ભાગ્ય જેનાં હોય તે નિત્ય રહે છે નિજ ધર્મમાં. ૪
એવો સુભાગી વિરલો જે રહે છે હરિ શરણમાં,
એવો સુભાગી વિરલો જે ઝુકે શિર હરિ ચરણમાં. ૫
એવો સુભાગી વિરલો જે હરિના ગુણ ગાય છે,
એવો સુભાગી વિરલો જે સદા સતસંગ ચાહાય છે. ૬
એવો સુભાગી વિરલો જેને નિત્ય હરિનું ધ્યાન છે,
એવો સુભાગી વિરલો જે શ્રીહરિમાં ગુલતાન છે. ૭

એવો સુભાગી વિરલો જેને પ્રિય હરિ સેવાય છે.
એવો સુભાગી વિરલો જે હરિ વિણ પસ્તાય છે. ૮
એવો સુભાગી વિરલો જેને ઘેર નિત્ય આનંદ છે,
એવો સુભાગી વિરલો જેનું કુટુંબ કૃષ્ણાનંદ છે. ૯
એવો સુભાગી વિરલો જેને શિર છે શ્રીનાથજી,
એવો સુભાગી વિરલો જેને શ્રીવલ્લભ વિણ નહિં વાતજી. ૧૦
એવો સુભાગી વિરલો જેને અન્યાશ્રય કોઇનો નહિં,
એવો સુભાગી વિરલો જે પ્રપંચમાં મોહ્યો નહિં. ૧૧
એવો સુભાગી વિરલો જેનો નિત્ય વૃજમાં વાસ છે,
એવો સુભાગી વિરલો જેનું પાન યમુનાં ખાસ છે. ૧૨
કોટિ એવામાં વિરલો જેને સાનુભવ શ્રીનાથનો,
કોટિ એવામાં વિરલો જેને નેડો હરિના હાથનો. ૧૩
કોટિ એવાંમાં વિરલો જે ખેલે શ્રીહરિ સંગમાં,
કોટિ એવામાં વિરલો જે રહે નિત્ય નવ રંગમાં. ૧૪
કોટિ એવામાં વિરલો જે સર્વમાં દેખે હરિ,
કોટિ એવામાં વિરલો જે તારે અન્ય પોતે તરી. ૧૫
ભગવાન એવો દુર્ભાગિકે સુખ એકે નવ મળે,
તોય આ સંસારની આશક્તિ તેને નવ ટળે. ૧૬
ભગવાન એવો દુર્ભાગિકે પ્રજ્ઞા શક્તિમંદ છે,
અહંતા મમતા છે અતિને કુસંગ કલેશ આક્રંદ છે. ૧૭
છે સ્વાર્થનુ સર્વે સગુ જાણે છે એવું મન વિશે,
તોય આ સંસારની આશક્તિ ટળતી નવ દિસે, ૧૮

ભગવાન એવો દુર્ભાગિકે ધન કાજે ધાઇને,
ભુલીયો નિજ કર્મ અને નિજ ધર્મ ચતુરાઇને. ૧૯
ભગવાન એવા દુર્ભાગિકે સમજે ન સારાસારને,
જન્મ સઘળો વૃથા ખોયોને ભજ્યા ન ગિરિવરધારને ૨૦
હા ! નાથ હવે હાથ સાહો બુડુ આ સંસારમાં,
કર્ણિ સ્હામુ કાંઇન જોતાં ચઢો મ્હારી વ્હારમાં. ૨૧
જેવો તેવો તોય આપનો બિરદને સંભાળજો,
ભગવાનને આ ભવ વિષેથી બુડતો હવે તારજો. ૨૨

સાખી.

દિનકર ઉગે જ્યારે ઘુવડ નવ દેખેય,
સંપત્તિ હોવા છતાં, આળસુ સૌ ભેખેય, ૧
ધિક ધિક તેના જન્મને, ગયોન ગુરૂને શર્ણ,
જીવતાં મુવેલો જાણવો, તેને નિશ્ચે જન્મને મર્ણ. ૨

ધુન્ય.

શ્રી વલ્લભ વિઠ્ઠલ, હેસ્વામી શ્રીજી,
કૃપા કરો આ કિંકર ઉપર, મૈયા યમુનાજી. ટેક.

**કૃષ્ણદાસ**—ભાઇ વલ્લભદાસ તમે દીનતા આશ્રયનાં ધોળ, પદ, સારાં બોલ્યાં આવી દીનતા વાળાં પદ બોલતાં, શ્રી ઠાકોરજીના ચરણમાં ચિત્ત રહે અને સાનિધ્યમાં શ્રી ઠાકોરજી બિરાજતા હોય તેમ હૃદયમાં શ્રી ઠાકોરજીને પધરાવી આવી પ્રાર્થઓ બોલવાથી શ્રી ઠાકોરજી તે અંગકાર કરે છે.

**વલ્લભદાસ**—હે ભગવદીય ! હે કૃષ્ણદાસભાઇ ! મારૂ મન માયામાં ઘણુજ લુબ્ધ રહે છે, તેથી પ્રાર્થના સમયે પણ આડા અવળી ભટકાં મારે છે એવા આસુરી મનને જ્યારે પરમ દયાળુ શ્રી મહાભુજી કૃપા કરે ત્યારેજ અસર થાય, અને આસુરી મટી દૈવી બને !

**કૃષ્ણદાસ**—કોઇ જાતની ચિંત્યા કરશો નહિં. અને શ્રી મહાપ્રભુજીના ચરણુયાં દ્રઢ વિસ્વાસ અને તેમનોજ દ્રઢ આશ્રય રાખો અને સતસંગ કરતા રહો પ્રભુ દયાળુ છે તે કૃપા કરશે. હવે આજતો સમય ઘણોજ વ્યતિત થયો છે, શ્રી વલ્લભની કૃપાથી તમારા જેવા ભાવિકના સત સંગમાં મને પણ ગણોજ આનંદ પ્રાપ્ત થયો છે. ખરી રીતે જણાવુ છું કે મારામાં પણ ઘણાજ દોષ ભરેલા છે પરંતુ શ્રી મહાપ્રભુજી પોતે પોતાની વડાઇ સહામુ ભાળી અને નિજ બિર્દ વિચારી મારી કર્ણી સ્હામુ નહિં જોતાં તમારા જેવા ભાવિકોનો સતસંગ મેળવી આપે છે એટલે પ્રભુના ગુણાર્વિદમાં સમય આનંદમાં વ્યતિત થાય છે તેથી એ દયાળુને મારી પ્રાર્થના છે કે તમારા જેવા ભાવીકોનો નિત્ય સમાગમ આપે.

**વલ્લભદાસ**—હે કૃષ્ણદાસ ભાઇ ! હે ભગવદીય ! મને ઉચો ન ચઢાવો-હું તો આપના ચરણની રજ બરાબર પણ નથી. છતાં આપ મોહોટા છો તેથી મારા જેવા અધ-મને પણ માન આપીને સત સંગનો લાલચુ બનાવવા

ખાતરજ આવી અમૃત વાણી બોલો છો. ધન્ય છે, ધન્ય છે, એ શ્રીમહાપ્રભુજીની કૃપાને અને આપ જેવા ભગ.ીયોની કૃપાને હવે મારી એક છેલ્લી વિનંતી છે તેનો જો આપ સ્વિકાર કરો તો હું તેની માગણી કરૂ ?

**કૃષ્ણદાસ**—સુખેથી બોલો, શું આજ્ઞા છે ?

**વલ્લભદાસ**—જેમ આપે "શ્રીવલ્લભ લીલામૃત" અને "ગુરૂ મહાત્મ્ય" નામનો ગ્રંથ વાંચવાની મને પ્રેરણા કરી તેવીજ રીતે હવે પાછો બીજો એવો ગ્રંથ મને જણાવો કે જે વાંચવાથી મને સમજ પડે અને તેમનુ રહસ્ય સમજાતાં પ્રપંચની વિસ્મૃતિ થઇ પ્રભુ ચરણમાં ચિત્ત રહે. કારણ એવા ગ્રંથોનું વાંચન તે પણ એક પ્રકારનો સત સંગજ હું માનુ છું, કારણ વધુ નહિં તો જેટલો સમય તેવા ગ્રંથો વાંચવામાં આવે તેટલો સમય તો જરૂર ચિત્તને. નિરોધ થાય છે જ તેથી વિશેશ નિરોધ થવો એતો શ્રી હરિની કૃપા ઉપર આધાર છે.

**કૃષ્ણદાસ**—ભાઇ વલ્લભદાસ ! આપણા પુષ્ટિમાર્ગના સિદ્ધાંન્તો અને રહસ્ય ભરેલા ગ્રંથોનું સાહિત્ય એટલા બોહોળા વિસ્તાર વાળુ છે કે કરોરો રૂપીયા ખર્ચે પણ તે બધુ છપાવી બાહાર પાડી શકાય એમ નથી છતાં હાલ કેટલાક વર્ષોથી શ્રી મહાપ્રભુજીની કૃપાથી શ્રી વલ્લભના સુભગ વંસજોની સાહાયતાથી તથા ભાવીક અને ધનાઢય ભગવદીયોની આર્થીક સાહાતાથી મુખ્ય મુખ્ય ગ્રંથો શ્રી

સુબોધિનિજી, શ્રી ષોડસ ગ્રંથો, ચોરાશી, અને બસેં બાવન વૈષ્ણવોની વાર્તાના ગ્રંથો, શ્રીહરિરાયજીનુ મોટુ શિક્ષાપત્ર, ઈત્યાદિ ઘણા ગ્રંથો પ્રાકૃત ભાષામાં લાખોના ખર્ચે છપાઇ બહાર પડયા છે અને તે તમામ ગ્રંથો અમદાવાદમાં દેસાઇ લલ્લુભાઇ છગનલાલ ઠે. રીચીરોડ નં. ૧૧૦ મેડા ઉપર. તથા નડીઆદ શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયમાંથી મળી શકે છે. પરંતુ તે તમામ ગ્રંથો તમારાથી ખરીદી શકાશે નહિં તેમજ તે બધા વાંચી પણ સકાસે. નાહું એતો જ્યાં રાત્રે ભગવદ્ વાર્ત્તા થતી હોય ત્યાં જવાથી થોડે થોડે બધો લાભ મળસે, પરંતુ ઘર આગળના વાંચન માટે તો હુ તમોને "रसेश श्रीकृष्ण याने श्रीकृष्ण चरित्र" કે જે ભગવદીય. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ. એમ. એ. ના હાથનો લખાયેલો એક ઉત્તમ ગ્રંથ છે કે જે વાંચવામાં તમારા મારા જેવાને પણ સમજ પડે એવો અને ભગવાન્ શ્રી કૃષ્ણના સ્વરૂપ અને લીલાનું જ્ઞાન અને ભાન ઉત્પન્ન કરી આનંદ દેવા વાળો છે તે તો હું તમને ખાસ ખરીદ કરી ઘરમાં પધરાવવાનીજ ભલામણ કરૂ છું અને આપણા વિશ્વોદ્ધારક પુષ્ટીમાર્ગના સદ્ધાંતોનો પ્રચાર કરતું સચિત્ર માસિક નામે શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ જે ફક્ત ચાર વર્ષો જેટલીજ ટુકી મુદતમાં તેના તંત્રી, અને પ્રકાશક વે. સા. સં. વસંતરાંમ હરિકૃષ્ણ શાસ્ત્રી હોવાથી વૈષ્ણવ સમાજમાં પ્રિતિ પાત્રઅની બોહોળા વિસ્તારને પામ્યુ છે, તેના ગ્રાહક થવા

માર્ટ નં. ૧૭૪૮, રાજા મેહેતાની પોળ, અમદાવાદ એ સરનામે હમણાંજ પત્ર લખી તે માસિક ચાલુ કરો જેથી તમારો સમય વ્યતિત સારો થશે અને તમોને તેમાંથી જાણવાનું ઘણુંજ મળસે.

વળી "स्वधर्मे निधनं श्रेय" એ વાકય ઉપરથી "સ્વ-ધર્મે શ્રેય" એ નામનો ગ્રંથ એક, વેદ, શાસ્ત્ર, પુરાણો, ગિતા અને શ્રીમદ્ ભાગવત્ ઇત્યાદિકનાં પ્રમાણોથી જીવનો સ્વધર્મ શું છે? અને તેનું શ્રેય શામાં છે? આ ભૂતળ ઉપર જન્મ ધારણ કરીને જીવ માત્ર સુખની ઇચ્છા રાખે છે અને તે માટે સૌ કોઇ પોતાની બુદ્ધિ અનુસાર વિવિધ પ્રકારના ઉદ્યમો કરે છે પરંતુ સુખને બદલે દુઃખ સંવલિત સુખ પ્રાપ્ત થાય છે, તો નિત્ય અને યથાર્થ સુખ પ્રાપ્ત શાથી થાય તે વિવિધ પ્રમાણોથી આ ગ્રંથમાં સિદ્ધ કરી બતાવ્યુ છે. આવો અત્યુતમ ગ્રંથ દેહિક અને આત્મિક ધર્મો સમજાવે તેવો આ પહેલી વારજ મેં જોયો છે, એ ગ્રંથનો લખેલો લેખ તૈયાર છે, પરંતુ તે આર્થિક સાહાયતાના અભાવે હજી સુધી છપાવ્યો નથી તેથી જો કોઇ ધનાઢ્ય વૈષ્ણવોના હૃદયમાં શ્રીમહાપ્રભુજી પ્રેરણા કરે અને આર્થિક સાહાય આપવાની હિંમત આપે તો અથવા તેની ૨૦૦૦) બે હજાર પ્રતો અગાઉથી ખરિદ કરનાર ભગવદીયોની સાહાય મળે તો જ તે છપાવી સકાય તેમ છે જેથી તમોને તમારી શક્તિ અનુસાર તે ગ્રંથની અમુક પ્રતો અગાઉ

ઉથી ખરિદ કરવા બાબતના ગ્રાહક થઈ સાહાય આપવાં મ્હારી ખાસ ભલામણુ છે.

**વલ્લભદાસ**—મારી શક્તિ અનુસાર હું તે ગ્રંથની પ્રતો ખરીદ કરવાનો અગાઉથી પત્ર લખવા તૈયાર છું પરંતુ ગ્રંથના લેખકનું સરનામું મને જણાવો.

**કૃષ્ણુદાસઃ**—"શ્રી વલ્લભલીલામૃત" ના લેખક જ આ ગ્રંથના પણુ લેખક છે.

**વલ્લભદાસઃ**—ઠીક ત્યારે તેમનું સરનામુંઃતો "શ્રીવલ્લભલીલામૃત" માં જોઇ હું તેમને પત્ર લખીશ; હવે તો હું રજા લઊં છું, જયશ્રીકૃષ્ણ.

**કૃષ્ણુદાસઃ**—ઠીક ભાઇ વલ્લભદાસ! જયશ્રીકૃષ્ણુ—વળી અનુકુળતાયે આવજો. श्रीकृष्णार्पणमस्तुः ॥



# शुद्धिपत्रिका.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૬ | પણ જો ગ્રહો પ્રભુ | પણ જો કર ગ્રહો પ્રભુ |
| ૪ | ૧૭ | તનયા નીય | તનિયા નિય |
| ૫ | ૧૦ | કવળ | કેવળ |
| ૬ | ૯ | ભુવડે | ભૂતળે |
| ૬ | ૧૭ | નર્ગુણનો | નિર્ગુણનો |
| ૮ | ૧૬ | શ્રતિને | શ્રુતિને |
| ૯ | ૪ | ગુણ ગાયાને | ગુણ ગાયા તે |
| ૧૦ | ૬ | જાણે સૌ દુર્લભ | જાણો સૌ દુર્લભ |
| ૧૧ | ૧૧ | ચચા ચલાવી | ચર્ચા ચલાવી |
| ૧૪ | ૨ | વર જ્યારે | ભટ જ્યારે |
| ૧૫ | ૧૦ | છે એક એક | છે એ એક |
| ૧૬ | ૭ | લપેટી કુલ | લપેટી કુળા |
| ૧૬ | ૧૬ | ઇક્ષિમારૂજી | ઇક્ષિમાગારૂજી |
| ૧૯ | ૧૯ | ઇક્ષમામારૂ | ઇક્ષમાગારૂ |
| ૨૦ | ૬ | પોતપોતાના | પોતાના |
| ૨૮ | ૪ | જાણો થાય જે | જાણે થાય જે |
| ૨૮ | ૨૨ | શ્રીભક્તિ માગાબ્જ | શ્રીભક્તિ માર્ગાબ્જ |
| ૨૯ | ૯ | આપ છો તથા | આપ છો મૈયા |
| ૩૧ | ૧૦ | ગોવર્ધન શ્રીયમુનાં | ગોવર્ધનને શ્રીયમુનાં |
| ૩૧ | ૧૩ | પડતાં | વળતાં |
| ૩૫ | ૧૪ | આવ્યાં કરમાંરે આવ્યાં | આપ્યાં કરમાંરે આપ્યાં |

| | | | |
|---|---|---|---|
| ૩૭ | ૨૦ | વિષે :સિદ્ધાંત | વિષે નિર્ણય |
| ૩૮ | ૨ | ગુંચવણી ભરેલા | ગુંચવણી ભરેલો |
| ૩૮ | ૨૩ | વિવિધપૂર્વક | વિધિપૂર્વક |
| ૪૦ | ૪ | વ્રજરાય | વ્રજરાયારે |
| ૪૧ | ૩ | વિભૂતિ થઇ | વિભૂતિ લઇ |
| ૪૧ | ૪ | આ સ્વરી | આવી સ્વારી |
| ૪૨ | ૪ | હમારેજ હોય | હમારેજ કાંય |
| ૪૨ | ૧૦ | દાબીને કેશવે | દાબીને કેશવે ત્યાંય |
| ૪૪ | ૯ | ભાલ; | ભાલ; દિ. |
| ૪૫ | ૬ | રાજને | રાજન |
| ૪૫ | ૧૨ | સધમક | સધર્મક |
| ૪૫ | ૨૨ | કયા | કર્યા |
| ૫૨ | ૯ | પ્રતિવાદ | પ્રતિપાદ |
| ૬૬ | ૩ | નૃપુર | નેપુર |
| ૭૮ | ૧૦ | પધાયા | પધાર્યા |
| ૭૯ | ૨૦ | તે ઠામરે | તે ઠામરે, કાશીની માંહ્ય.૧ |
| ૮૭ | ૫ | જને | જેણે |
| ૮૮ | ૧૫ | પાછા આવ્યાં | પાછાં આવ્યાં |
| ૯૦ | ૧૮–૧૯ | શ્રીમહાપ્રભુજીની | શ્રીમહાપ્રભુજીએ |
| ૯૨ | ૯ | વિવાહ અને બીજી યાત્રા | વિવાહ અને ત્રીજી યાત્રા |
| ૧૦૬ | ૧૩ | કાવકો | કવિકો |
| ૧૨૬ | ૫ | યિધર્મીઓના | વિધર્મીઓના |
| ૧૩૦ | ૧ | તને | તેને |
| ૧૩૫ | ૨૦ | સાંપ્રદાયક | સાંમ્પ્રદાયિક |
| ૧૩૭ | ૨૧ | જણે છે | જાણે છે |

| | | | |
|---|---|---|---|
| ૧૪૧ | ૧૧ | આનંદની | આનંદથી |
| ૧૪૩ | ૧૨ | સમૃદ્ધ | સમૃદ્ધિ |
| ૧૪૫ | ૧૫ | ક્રર | ક્રૂર |
| ૧૫૬ | ૧૦ | આવ્યાં | આપ્યાં |
| ૧૬૩ | ૧૮ | આધકાર | અધિકાર |
| ૧૬૫ | ૧૩ | ઉપર | ઉપર |
| ૧૬૫ | ૨૧ | દયાળુ | દયાળુએ |
| ૧૬૭ | ૮ | અસ્વાદ | આસ્વાદ |
| ૧૬૮ | ૨૨ | લાખે | દેખે |
| ૧૬૯ | ૯ | જપે | જાપે |
| ૧૭૭ | ૧૩ | પુરણાદિ | પુરાણાદિ |
| ૧૮૧ | ૫ | દ્વેષો— | દ્વેષોથી |
| ૧૮૪ | ૨ | જા | જાય |
| ૧૮૪ | ૪ | વ઼ી | વળી |
| ૧૮૬ | ૧૪ | આનંદ ક્યાંય | આનંદ ક્યારે ક્યાંય ? |
| ૧૮૮ | ૭ | બાધ્યની | બાંધની |
| ૧૮૯ | ૧૬ | સિદ્ધિ | સિદ્ધ |
| ૧૯૨ | ૧૧ | દેનાર | દેનારા |

— — ——

# શ્રીવલ્લભ લીલામૃત.

## મળેલા અભિપ્રાયો.

### ( ૧ )

પ્રોફેસરઃ—જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, એમ. એ.

મંત્રી શ્રી વૈષ્ણવમહાસભા અમદાવાદથી લખે છે કે—

આપનું “ શ્રીવલ્લભ લીલામૃત ” નામનું પુસ્તક અથથી ઇતિ સુધી વાંચી ગયો છું, તે વાંચીને ઘણોજ આનંદ થયો છે. પ્રસ્તાવનામાંજ આપે તે પુસ્તક રચવાનો હેતુ સ્પષ્ટ કરેલો હોવાથી પુસ્તકની ઉપયોગીતામાં કોઇને પણ શંકા લેવા જેવું નથી. શ્રીવલ્લભ-ચરિત્ર માટે સંસ્કૃતમાં સાહિત્ય મળે ખરૂં પણ તે પુસ્તકો સંસ્કૃતથી અનભિજ્ઞ પુરૂષોને સમજાય તેવાં નથી તેમ સ્વ. લલ્લુભાઇનું પુસ્તક પણ સામાન્ય વૈષ્ણવ માટે કોક કોક સ્થળે કઠિન છે. પણ આપે તો સાધારણ માણસોને પણ સમજણ પડે તેવી રીતે ટુંકમાં આ પુસ્તક તૈયાર કર્યું છે તેથી હું માનું છું કે ઘણા વૈષ્ણવ ભાઇઓ આ પુસ્તકનો લાભ લેશે. આનો પદ્યાત્મક ભાગ ઘણો સરળ, રસિક અને સુંદર છે. જુદા જુદા રાગોમાં નવીન પદો રચીને શ્રીવલ્લભાચાર્યનું જીવનચરિત્ર તમે રચવાનો જે પ્રયાસ કર્યો છે તે નવીન છતાં પ્રશંસનીય છે.

તમારા પ્રયાસને વૈષ્ણવો વધાવી લે એટલું જ હું ઇચ્છું છું. આવીજ રીતે શ્રીગુસાંઇજી તથા શ્રીગોકુલનાથજી તેમ અષ્ટસખા વી. ભગવદીયોનાં જીવનચરિત્ર તૈયાર કરો. પુસ્તક પ્રકટ થયેથી જણાવશો તો વૈષ્ણવ મહાસભા તરફથી થોડીક નકલો વેચાતી લેવાનો હું પ્રયત્ન કરીશ.

તા. ૪–૧૧–૨૮. લી. જેઠાલાલ શાહના ભગવત્સ્મરણ.

( ૨ )

**શ્રીયુત ભગવદીય દીનકિંકર મોતીભાઇ**, લેખક અને પ્રકાશક.

શ્રી ભક્તિમાર્ગીય સસ્તી ગ્રંથમાળા કાર્યાલય, દેસાઇવગો, નડીઆદથી લખે છે કે—

આપે મોકલેલું "**શ્રીવલ્લભ લીલામૃત**" નું પુસ્તક ( મેટર ) મળી તે ઉપરથી લખવાનું કે આપનો અને મારો પરિચય લાંબા કાળથી છે. આપ એક ભાવુક અને દીનતાવાળા ભગવદીય છો, તે પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે દેખાય છે, આ પુસ્તક ઉપલક મેં જોયું, રચના સારી છે, આપની કલમમાં સરળતા અને પ્રસાદનો ગુણ છે અને તે ગુણ તમે પ્રભુ પરત્વે યોજ્યો છે એટલે દીપે છે. પ્રભુ તમને આવા પ્રકારે ધાર્મિક સાહિત્ય પ્રકટ કરવાની આકાંક્ષા આપે. આપના પ્રયાસને વૈષ્ણવ સૃષ્ટિ વધાવી લેશે તેમાં કાંઇ સંશય નથી. એજ

તા. ૩૦-૧૦-૨૮. } લી. આપનો દા. દા.
**દીનકિંકરના ભગવત્સ્મરણ.**

---

( ૩ )

**From**

**R. V. Patwari.**
B. A. LL. B.

Civil Station,
Rajkot. 28-3-29.

**રા. રા. રણછોડલાલ વૃંદ્રાવનદાસ પટવારી સાહેબ,**

રાજકોટથી લખે છે કે—

શ્રીવલ્લભ પ્રભુનું ચરિત્ર પદ્યમાં લખવાનો આપનો પ્રયાસ પ્રશંસનીય છે. આ લેખ છપાવવામાં આવશે તો તેનો લાભ ઘણા વૈષ્ણવ ભાઇઓ તથા બેહેનો લેઇ કૃતાર્થ થશે. એજ

તા. ૨૮-૩-૨૯ } લી૦ સ્નેહાંકિત,
**રણછોડદાસના ભગવત્સ્મરણ.**

# આભાર દર્શન.

આ ગ્રંથ છપાવવામાં જે જે ગૃહસ્થોના તરફથી આર્થીક સાહાયતા મળી છે તથા અગાઉથી મોટી સંખ્યાની પ્રતો ખરીદવા પોતાનાં નામ નોંધાવ્યાં છે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

૧ રા. રા. શેઠ મંગળદાસ ગિરિધરદાસ પરીખ.
ધી આર્યોદય જીનીંગ અને રાજનગર સ્પિનિંગ
મીલ્સના તથા ધી ઇન્ડસ્ટ્રીયલ બેન્કના એજન્ટ.
અમદાવાદ રૂ. ૫૦—૦—૦

૨ રા. રા. શેઠ ચિમનલાલ ગિરિધરલાલ દેસાઈ
ધી આસ્ટોડીયા સ્પિનિંગ એન્ડ ઉવીવીંગ
મીલના એજન્ટ. અમદાવાદ પ્રત ૧૦૦)

૩ રા. રા. શેઠ ચિમનલાલ ગિરિધરલાલ
ધી બરોડા સ્પિનિંગ એન્ડ ઉવીવીંગ કું. લી. ના
એજન્ટ વડોદરા. પ્રત ૧૦૦)

૪ રા. રા. શા. વિઠ્ઠલદાસ છગનલાલ ઘોડા
કાપડના વેહેપારી. નડીઆદ. પ્રત ૧૩૪)

૫ રા. રા. શેઠ ચુનીલાલ હીરાચંદ
હા. શેઠ છોટાભાઇ નડીઆદ. પ્રત ૫૦)

૬ રા. રા. શેઠ વિરચંદ અમીચંદ હસ્તે શેઠ મુળજીભાઇ
રાઇસ મીલના માલીક મુ. ચોક. જી. કોલાબા. પ્રત ૧૦૦)

૭ રા. રા. મર્હુમ પરી મગનલાલ મોતીલાલના સ્મર્ણાર્થે
હસ્તે પરી સાંકળચંદ મોતીલાલ નડીઆદ. પ્રત ૫૦)

૮ રા. રા. શા. મોહનલાલ જમનાદાસ
અનાજના વેહેપારી. નડીઆદ. પ્રત ૫૧)

૯ શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય. નડીઆદ. પ્રત ૨૫)
૧૦ રા. રા. શેઠ અંબાલાલ જેઠાલાલ
ખડાયતાની ખડકી મેહેતા પોળ. વડોદરા. પ્રત ૨૫)
૧૧ બાઇ જડાવ. શેઠ કુબેરદાસ દયાળજીભાઈનાં
વિધવા મુ. જરોદ. પો. જરોદ. રૂ. ૧૦-૦-૦
૧૨ રા. રા. શેઠ ચુનીલાલ રવચંદભાઇ
બજારમાં, મુ. પ્રાંતીજ. પ્રત ૨૫)
૧૩ રા. રા. વોહોરા ગોવર્ધનદાસ કાળીદાસ દલાલ નડીઆદ પ્રત ૧૫)
૧૪ રા. રા. વોહોરા જીવણલાલ છગનલાલ દલાલ „ પ્રત ૧૪)
૧૫ રા. રા. શા. છોટાલાલ પાનાચંદ, બુકસેલર
ત્રણ દરવાજા, અમદાવાદ. પ્રત ૧૨)
૧૬ રા. રા. સુતાર પ્રાગજી નાંનજી
કાર્યવાહક વૈ. ભગવદ્ મંડળી, ધોરાજી. પ્રત ૧૦)
૧૭ રા. રા. ચીમનલાલ મંગીલાલ, કાપડના વેહેપારી.
માણેકચોક, અમદાવાદ. પ્રત ૧૦)
૧૮ રા. રા. શા. નાનચંદ હિરાચંદ. મુ. સાડંબા. પ્રત ૧૦)
૧૯ રા. રા. બાસુદી દામોદરદાસ વ્રજલાલ. નડીઆદ. પ્રત ૧૦)
૨૦ રા. રા. શા. મંગીલાલ છગનલાલ મુ. સમલાયા. પ્રત ૧૦)
૨૧ રા. રા. દાકતર ત્રિકમલાલ નગીનદાસ અમદાવાદ „ ૧૦)
૨૨ રા. બા. હરિલાલ ભોગીલાલ, અમદાવાદ. „ ૧૦)
૨૩ રા. રા. શેઠ જેઠાલાલ મોતીચંદ મુ. મેહાસણુ. „ ૧૦)
૨૪ રા. રા. મણીલાલ દ્વારકાંદાસ વિમાવાળા અમદાવાદ „ ૧૦)
૨૫ રા. રા. શેઠ ભોગીલાલ હરિભાઇ, નડીઆદ „ ૫)
૨૬ રા. રા. શેઠ જીણાભાઈ સાંકળચંદ પરી. નડીઆદ „ ૫)
૨૭ રા. રા. શેઠ હરિવલ્લભદાસ પરમાનંદદાસ, ઉમરગામ. „ ૫)